# નૂતન જીવ શાસ્ત્ર

## ભાગ ૩ જો.

## The Secince of a New life

## Part III.

અમેરિકાના ડૉકટર કાવને બનાવેલ

**THE SECINCE OF A NEW LIFE**

નામના અંગ્રેજી ગ્રંથને આધારે લખીને

પ્રકટ કરનાર,


મણીશંકર ગોકળજી હાથી. એચ. એ.

કચ્છ-જખૌના શેઠ પાંચારીઆ વીરદાસના દવાખાનાના ડૉકટર નૂતન જીવ શાસ્ત્ર ભાગ ૧ તથા ૨, મરણોત્તર પરીક્ષા, સ્ત્રી પુરૂષમાં નપુંસકપણું અને ન્યાય વૈદકના બનાવનાર.



ઇ. સ. ૧૯૨૨ ૧૦૦૦ સંવત ૧૯૭૮

# નૂતન જીવ શાસ્ત્ર

## ભાગ ૩ જો.

## The Secince of a New life

## Part III.

અમેરિકાના ડૉકટર કૉવને બનાવેલ

## THE SECINCE OF A NEW LIFE

નામના અંગ્રેજી ગ્રંથને આધારે લખીને


પ્રકટ કરનાર,

મણીશંકર ગોકળજી હાથી. એચ. એ.

કચ્છ-જખૌના શેઠ પાંચારીઆ વીરદાસના દવાખાનાના ડૉકટર

નૂતન જીવ શાસ્ત્ર ભાગ ૧ તથા ૨, મરણોત્તર પરીક્ષા,

સ્ત્રી પુરૂષમાં નપુંસકપણું અને ન્યાય વૈદકના બનાવનાર.



ઈ. સ. ૧૯૨૨ પ્રત ૧૦૦૦ સંવત ૧૯૭૮

# પ્રસ્તાવના.

મારા તરફથી **નૂતન જીવ શાસ્ત્ર** ભાગ ૧ લો સંવત્ ૧૯૪૯ માં અને ભાગ ૨ જો સંવત્ ૧૯૬૪ માં બહાર પડેલ છે. પહેલા ભાગમાં બળવાન, રૂપાળાં, બુદ્ધિમાન તથા સદ્ગુણી ફરજંદ કેમ થાય તે લખવામાં આવેલ છે. બીજામાં ગર્ભાધાન ક્યારે અને કઇ ઋતુમાં કરવું, સગર્ભાવસ્થા-કાળમાં માવિત્રના ગુણ તથા સ્વભાવની અસર ફરજંદ પર કેવી રીતે થાય છે, અને સ્તનપાનકાળમાં તે કેવી રીતે સંપૂર્ણ થાય છે, એ આપેલ છે.

આ ત્રીજા ભાગમાં પતિ સ્ત્રીને વિષે તેની મરજી વગર ગર્ભાધાન કરે છે તેથી સ્ત્રી ગર્ભપાત કરે છે તે વિષે, વ્યભિચારથી સ્ત્રી તથા પુરૂષને ટાંકી તથા પ્રમેહ ઇત્યાદિ રોગ થાય છે તે વિષે, વિષય વાસનાના ખરા ઉપયોગના જ્ઞાનની ખામીને લીધે ઉછરતી વયનાં બાળકો હાથથી મૈથુન ( Masturbation ) કરે છે તે વિષે, સ્ત્રીને તથા પુરૂષને નપુંસકપણું થાય છે તે વિષે, પુરૂષ તથા સ્ત્રીને પ્રજા થતી નથી તે વિષે, સ્ત્રી ક્યાં કામ કરી શકે તથા તેના હક્ક શા છે તે વિષે, તથા આ પુસ્તક વાંચવા પેહેલાં જેમનાં લગ્ન થઈ ગયેલ હોય તેમના સ્વભાવ મળતા ન હોય તો કેમ વર્તવાથી મળતા આવે તે વિષે લખવામાં આવેલ છે.

કઠણ શબ્દનો કોષ પુસ્તકના અંતમાં આપેલ છે.

કચ્છ—જખૌ. \
૧૧—૧—૨૨

મણીશંકર ગોકળજી હાથી.



# અનુક્રમણિકા.

# નૂતન જાતી શાસ્ત્ર.

## ભાગ ૩ જો.

## પ્રકરણ ૧ લું.

### સદોષ ગર્ભપાત.

ગર્ભાશયમાંના ગર્ભનો ઇરાદા પૂર્વક પાત કરવો તેનું નામ સદોષ ગર્ભપાત. ઓસડથી કે યાંત્રિક ઇલાજથી ગર્ભ ફગાવવામાં આવે તો તે ગુન્હાહિત કૃત્ય ગણાય.

ગર્ભ બંધાય છે ત્યારથીજ તે સજીવ હોય છે. પુરૂષના વીર્યજંતુમાં તથા સ્ત્રીના બીજમાં જીવ હોય છે. આ બેનું જોડાણ થાય છે તેજ વેળા જીવતાં તત્વોનું પ્રાણી થાય છે. નવા જીવનો અને શરીરનો સંયોગ તે વખતથી જ થાય છે. ગર્ભાશયમાંના ગર્ભને બહાર કાઢી નાંખવો એ ખૂન ગણાય છે, અને એ કૃત્ય કરનાર ખૂની કહેવાય છે.

**સદોષ ગર્ભપાત કરનારી સ્ત્રીના ૩ ત્રણ વર્ગ છે:—**

૧. **કુંવારીનો ગર્ભપાત**—કેટલાક પુરૂષો કુંવારી સ્ત્રીને પરણવાનું વચન આપી તેની સાથે સંભોગ કરે છે, પછી પરણતા નથી. ગર્ભ રહી ગયો હોય તો તેને ગર્ભપાત કરવો પડે છે.

૨. **વિધવાનો ગર્ભપાત**—વિધવા સ્ત્રી હરામી હમેલને ફગાવી નાંખે છે.

**સધવાનો ગર્ભપાત**—પતિ ગર્ભાધાન કરે, તેને ધારણ કરવાની માંદગી કે ગરીબાઇ સબબ જે સ્ત્રીની ઇચ્છા ન હોય તે ગર્ભપાત કરે છે.

ઇરાદા પૂર્વક ગર્ભપાત કરવામાં કુંવારી સ્ત્રી આગળ પડતો ભાગ ભજવે છે. વ્યભિચારી પુરૂષનાં મીઠા ભાષણથી લોભાઇ શીયળ ભંગ કરાવે ને ગર્ભ રહી જાય તો કમાવવાની તજવીજ ન કરતાં પૂરે દિવસે પ્રસવ થવા દેવો એ ઉત્તમ રસ્તો છે. એથી શરીરને નુકશાન નહીં થાય, તથા ખૂન કરવાથી થતો માનસિક પશ્ચાતાપ ભોગવવો નહીં પડે. ખરી રીત તો એ છે કે, કાયદેસર લગ્ન થતાં લગી તેણે કોઇ પણ પુરૂષના વચનપર વિશ્વાસ કરવો નં જોઇએ.

બીજા વર્ગની સ્ત્રીને હરામી હમેલ રહી જવા સબબ ગર્ભપાત કરવો પડે છે. તેણે સંયમી થવું જોઇએ.

ત્રીજો વર્ગ બધાથી મોટો છે. આમાં પતિ ગુન્હેગાર હોય છે. સ્ત્રીની ઇચ્છા ન હોય છતાં ગર્ભાધાન કરે છે. પરિણામ એ થાય છે કે સ્ત્રી તેનું પતન કરે છે.

સ્ત્રીની ઇચ્છા વગર ગર્ભાધાન કર્યાનો એક દાખલો નીચે આપું છું:—

"મેહેરબાન હેન્રી સી. રાઇટ."

"અમે પરણ્યાં તેની અગાઉ મેં મારા પતિને છોકરાં થવાનો ભય બતાવ્યો હતો, મેં તેને કહ્યું કે માતાપણાની જવાબદારી તથા દુઃખ સહન કરવા જેટલું મારામાં બળ નથી. અમુક મુદતલગી સંભોગ ન કરવાનું તેણે વચન આપ્યું એટલે હું પરણી પરણ્યા બાદ આપેલું વચન પાળ્યું નહી. પરણવાની શર્તેજ લગ્નના હક્કની માગણી કરી. મેં કાલાવાલા કર્યા, પણ તે કામ ન આવ્યા. સંગ થયો ને તેજ રાતે ગર્ભ રહ્યો."

"મારા પતિની તંદુરસ્તી સારી ન હતી. મારી પણ સારી ન હતી. બંનેનાં મન નાઉમેદ હતાં. માંદા જંતુ રોપાયો, ને ગર્ભ રહ્યો. અમે ગરીબ હતાં. અમારા માટે તેમજ થનાર બચ્ચા માટે [1]ભરણપોષણનું કાંઇ સાધન ન હતું. ઈ. સ. ૧૮૩૮ માં અમે—આવ્યાં અને નવા દેશમાં વસ્યાં. માર્ચ મહિને છોકરૂં જનમ્યું. ત્રણ મહિના કેડે મારો તેના પર પ્રેમ બંધાયો, પણ ગર્ભાશયમાં હતું ત્યાં લગી• મને તેની ઇચ્છા ન હતી. તેની છાપ તેના બદનપર હતી."

"એક વરસમાં ફરી ગર્ભાધાન કરવામાં આવ્યું. મને નવું ભય થયો

૧. જર્મનીમાં લગ્ન કરતા પહેલાં કુટુંબનું પોષણ કરવાની શક્તિ પૂરવાર કરવી પડે છે. તે વિના માજીસ્ટ્રેટ પરવાનગી આપતો નથી.—મ. ગો. હાથી

મારૂં આગલું બાળક માંદું હતું. ઝારી સંભાળ તથા પોષણની જરૂર રહેતી. મારો પતિ જંગલમાંથી બળતણ વીણી ભારો બાંધી લાવતો. તેના વેચાણના પૈસામાંથી અમારૂં ગુજરાન ચાલતું.–ગરીબાવસ્થામાં બાળક પેદા કરવામાં કેટલો અન્યાય છે એ હું તે વેળા સમજતી હતી. હું નાઉમેદ હતી. આવા સંયોગોમાં માતા થવા કરતાં મરણ વધારે પ્રિય હતું. મારા ગર્ભાશયમાંના બાળકનું ખૂન કરવા મેં નિશ્ચય કર્યો. એક મિત્રની સલાહથી કામ પાર પાડયું–ગર્ભ ફગાવ્યો."

"એક વરસમાં પૂરી સગર્ભા થઈ. આ વેળા પણ અમે ગરીબ હતાં. આ વેળા મારા પતિને ગર્ભાધાન ન કરવા બહુ વિનવ્યો, પણ તેણે ગણકાર્યું નહીં. મેં એક ડૉક્ટરની સલાહ લીધી. તેણે ગર્ભપાત કરવાનાં સાધન આપ્યાં તથા કેમ ઉપયોગ કરવો એ સમજાવ્યું. મેં તે પ્રમાણે ઉપયોગ કીધો ને પાંચ માસનો ગર્ભ ફગાવ્યો."

"થોડા મહીના પછી પાછી સગર્ભા થઇ. આ વેળા પણ મેં ગર્ભનો નાશ કરવા નક્કી કીધું. પણ તેની તજવીજ કરતાં હિંમત હારી ગઈ. મારી જીંદગી તથા તંદુરસ્તીનો ભય લાગ્યો. મારા બચ્ચાની ખાતર મેં જીવવું પસંદ કીધું. મારાથી બન્યું તે મેં મારા વગર જન્મેલા બાળકની ખાતર કર્યું. મારા તનની તથા મનની છાયા અવતરનાર બાળક પર થશે એ મેં જાણ્યું. હું નશીબને આધીન થઇ, તથા સમયાનુસાર પોતાને સુખી માની લીધી. મેં ધાર્યું હતું તેવું જ બાળક જન્મ્યું.

"આનો જન્મ થવા બાદ, થોડે મહિને, મારા પતિએ સંભોગ માટે હઠ કીધો; અને "મારી મરજી વગર" મારા પર માતાપણાનો બોજો મૂક્યો-ગર્ભાધાન કર્યું. આ વેળા મેં ગર્ભપાત ન કર્યો. તે મને ઘાતકી, જાનવરી, અસ્વાભાવિક, તથા અપ્રિય જણાયો. મારા બાળકની ખાતર મારાથી બન્યું તે મેં કર્યું. તે જન્મે એ મને પસંદ તો નહતું, તોપણ તેને જીવતું રાખવા મેં ઇચ્છયું."

આનો જન્મ થયા પછી મને લાગ્યું કે, અમારી ગરીબાઇમાં ભાગ પડાવનાર કોઇ ન જન્મે તો ઠીક. માતા થવાથી તથા બાળક જણવાથી છુટી જવા ખાતર મેં મરણ ઇચ્છયું. મારા પતિએ કુટુંબની સંભાળનો બોજો મારા પર નાંખી દીધો. બચ્ચાંની સંભાળ લેવા એકાદ કલાક માંડ મળતો. (બધો વખત ઘરકામમાં જતો). આવી મારી દુઃખી હાલત હતી છતાં પતિએ સંભોગ કરવા હઠ કીધો. હું ગુલામડી હતી. જીંદગીનો મોહ

જતો રહ્યો હતો. કબર મારા આરામનું સ્થળ હતું, અને મરણ મારો છેલ્લો મિત્ર હતો. આવી મારી હાલત હોવાની મારા પતિને માહીતિ હોવા છતાં ફરી ગર્ભાધાન કરવામાં આવ્યું. ગર્ભપાત કરવા માટે મેં ડૉક્ટરને બોલાવ્યો. તેની મદદથી ગર્ભપાત કર્યો. પણ તે દિવસથી ગર્ભધારણ શક્તિનો નાશ થઇ ગયો. સ્ત્રીપણાનો સહુથી ચળકતો હીરો મારી કનેથી લુટાઇ ગયો. મેં તનમનની કડવી પીડા વેઠી.

"મારા પતિને એક પલવારનો આનંદ ભોગવવા દેવા માટે મેં આ બધું સહન કર્યું. પરણવાથી મારૂં બદન મારા પતિની મિલ્કત થઇ એ હું સમજી. એ મિલ્કતનો એ એની મરજી પ્રમાણે ઉપયોગ કરી શકે એ પણ હું સમજી. મારા [૧]મિત્રોએ મને સલાહ દીધી કે પતિને મના ન થાય. એની મરજી થાય ત્યારે એ સંભોગ કરી શકે.

મારૂં પેહેલું બાળક ત્રણ માસનું થયું ત્યારે મેં મારા બદન પરના મારા હક્ક વિષે મારા પતિ સાથે તકરાર ઉઠાવી હતી. "કયારે અને કેવા સંયોગોમાં સગર્ભા થવું એ હક્ક મારો છે" એમ મેં વાંધો ઉઠાવ્યો. તે ગુસ્સે થયો અને મારો માલેક હોવાનો દાવો કીધો. બધી બાબતોમાં એની મરજી પ્રમાણે મારે ચાલવું જોઇએ એમ એણે કહ્યું. મારો તથા મારા બાળકનો ત્યાગ કરી દેવાની મને ધમકી દીધી. ઠેઠ પશ્ચિમમાં મિત્ર વિનાની હતી તેથી તથા મારૂં અને મારા બાળકનું પોષણ કેમ થશે એની ચિંતા થવાથી મેં બધું દુઃખ સહન કર્યું.

એક છોકરૂં ધાવણું હોય છતાં બીજાની મા થવાનો ભય રહેતો, અને તેમ થવાથી એકને ધાવણ છોડાવવાનો વખત ન થયો હોય છતાં તેને તે છોડાવવાનો અને તેને બદલે બીજાને ધવરાવવાનો મને ભય રહેતો. આ દુઃખમાંથી છૂટવા હું હંમેશાં પરમેશ્વરની પ્રાર્થના કરતી.

મારા પતિ પર મને પ્રેમ હતો. પણ પતિ આવો ગેરઇનસાફ કરે તે તરફ ધિક્કાર હતો. સ્ત્રીની ઇચ્છા ન હોય છતાં ગર્ભાધાન કરવું એ ગેર ઇનસાફ કહેવાય."

"તમારી

"——— ———"

(૧) Female Friends.

ઉપલો દાખલો The unwelcome child નામના ગ્રંથમાંથી લીધો છે.

હવે આપણે ગર્ભપાતથી માતાને તથા તેના શરીરને શું નુકશાન થાય છે તેનો વિચાર કરીએ.

સગર્ભાવસ્થામાં, કોઈ પણ વેળા, ગર્ભપાત કીધાથી, માતાને પોતાનો જાન ખોવાની ધાસ્તી રહે છે. લોહી પડવાથી અગર ગર્ભાશયના દાહથી મરણ થાય છે. ઘણી સ્ત્રીઓ આવા કારણથી મરી જાય છે. જો લોહી પડે તો તરતજ મોત થાય છે. પણ ગર્ભાશયમાં કે આંતરડામાં ફાટ પડી હોય તો કેટલાક કલાક પછી મરણ થાય છે. '[1]પેરિમિટ્રાઇટિસ'—ઉદર રસત્વચાનો વરમ–થાય તો આઠ દિવસે મરણ થાય. ઘણી વેળા મૂર્છાથી, ઘણી વેદનાથી, તથા [2]ધક્કાથી મોત થાય છે.

વીશ સુવાવડથી જેટલું નુકશાન ન થાય તેટલું નુકશાન એક [3]કસુવાવડથી થાય છે.

સારે નશીબે સ્ત્રી મોતથી બચી જાય તોપણ એવા રોગો થાય છે જે જોવાથી બીજી સ્ત્રીને કમકમાટી છુટે. અસાધ્ય ( મટે નહીં તેવા) રોગો થાય છે. મૂત્રાશય ને ગર્ભાશયનાં ભગંદર ( fistula ), કમળ ( os ) તથા યોનિમાર્ગ ( Vagina )નું જોડાણ, ઇત્યાદિ રોગો થાય છે. ગર્ભાશય સ્થળાંતર–Displaoconent–તથા તેથી થતાં બીજાં દુઃખો થાય છે. અંતે વાંઝીઆપણું થાય છે. છોકરાની ઇચ્છા થાય છે ત્યારે તે થતાં નથી. વખતે ગર્ભ રહે તો બાળક ઠીંગણું–dwarf–રોગી, બેડોળ, તથા ટુંકી આવરદાવાળું થાય છે.

ગર્ભપાતથી સ્ત્રીનું રૂપ જતું રહે છે. તંગ કોરસેટ–Corset–વ્યભિચાર, તથા ગર્ભપાત એ બધાં સ્ત્રીના રૂપનો નાશ કરનારાં છે. એ બુઢાપો લાવે છે; એથી ચામડી કરમાઈ જાય છે; અને ચેહેરામાં વળીઆં ( wrinkles ) આવે છે. ખુંધ નીકળે છે, જોબન જતું રહે છે, સ્ત્રીપણાનો ગોળમટોળ ઘાટ–roundness of form–જતો રહે છે, અને ભરજુવાનીમાં હોવા છતાં ઘરડી લાગે છે.

દસ્તાન બંધ થવાને વખતે ( At the turn of life ) ગર્ભાશયનું અર્બુદ ( Cancer ) થાય છે.

(૧ Perimetritis. (૨) Shock. (૩) Abortion.

ગુન્હાની યાદગીરિ તરીકે હંમેશાં પસ્તાવો થયા કરે છે.

ગર્ભપાતની કોશેશમાં સ્ત્રી ફતેહ ન પામે તો જન્મનાર બાળક તૂટેલાં હાડકાંવાળું, વાંકા પગવાળું ( Club foot ), આંધળું, માથાના જળોદર વાળું, અગર કોઈ બીજી ખોડવાળું જન્મે છે. ખોડવાળું જન્મે અને ન એ જન્મે, પણ " કજીઆખોર, કીનાખોર, તથા ખૂની તો જરૂર થશે."

કુમારિકાઓ ! હું તમને ભલામણ આપું છું કે, પતિ પસંદ કરતી વેળા " ક્યારે ને કેવા સંયોગોમાં તમારે ગર્ભધારણ કરવો એ તમારી મરજી પર રહે એવી કબુલાત થનાર પતિ પાસેથી લેવાનું કદી ભૂલશો માં." આવી કબુલાત ન મળે તો લગ્ન કરજો માં.

---

# પ્રકરણ ૨ જું.

## સ્ત્રીને થતા ખાસ રોગો.

**૧ અનાર્તવ**—Absent Mewstruation. દસ્તાન મુદ્દલ દેખાયુંજ ન હોય તેને ' અનાર્તવ ' કહે છે. હવા તથા રહેણીકરણી પર એ દેખાવાનો આધાર રહેલો છે. થંડા મુલકમાં સ્ત્રીને પેહેલો અટકાવ (માંથલી કોર્સ ) પંદરમે વરસે દેખાય છે. ગરમ મુલકમાં બે વરસ વેહેલો દેખાય છે. સ્ત્રીનો બાંધો તંદુરસ્ત હોય ને અટકાવ બે વરસ મોડો દેખાય તો પરાણે લાવવાના ઉપાય ન કરવા. એમ પણ બને છે કે, લોહી ન દેખાય છતાં, અટકાવ આવેલ હોય. સ્ત્રીઅંડ કે ગર્ભાશયના અભાવને લીધે અટકાવ ન આવતો હોય તો સ્ત્રીમાં સ્ત્રીને છાજતાં લક્ષણો જોવામાં નથી આવતાં. સ્તન પોચાં તથા નાનાં રહે છે, શરીરનો ઘાટ ગોળ નથી હોતો. ઊપલા હોઠ પર વાળ ઉગે છે. અમુક સ્ત્રીમાં આવાં લક્ષણો ( ચિન્હો ) ન હોય ને અટકાવ ન દેખાય તો તે લાવવાના ઇલાજ ન કરવા. બે વરસ રાહ જોવી. દરમીઆન સાદો ખોરાક ખવરાવવો, પાણી શિવાય બીજું પાન ( Drink ) ન દેવું, અને ખુલ્લી હવામાં ફરવા કહેવું. પેહેલું બીજ મોડું પાકે તેમ સ્ત્રી લંબુ આયુષ્ય ભોગવે ને તંદુરસ્ત રહે.

નબળાઇથી કે ગર્ભાશયમાં લોહીનો જમાવ થવાથી દસ્તાન ન દેખાય તો દર મહીને દસ્તાન આવવાનાં ચિન્હ થાય છે, ટાઢ પડે છે, વાંસો ફાટે છે, કમ્મર દઃખે છે. પેડુંમાં દુઃખાવો થાય છે, સાથળ દુઃખે છે, ગર્ભાશયમાં ભાર જણાય છે, તે ભરેલો લાગે છે, માથું દુઃખે છે, પાસાંમાં, હોજરીમાં તથા આંતરડાંમાં વેદના થાય છે, અને નબળાઇ બહુ જણાય છે.

ઇલાજ—કટિસ્નાન કરવું. પંદર મિનીટ કરવું. બે પગ બહાર રાખીને કુલા તથા કમરનો ભાગ પાણીમાં રાખી બેસવું તેને કટિસ્નાન કહે છે. દરરોજ ફરવા જવું. યોનિમાં પાણીની હુશ દેવી. નબળાઇ દૂર કરવા ટૉનિક લેવું. ' કંપાઉંડ આયર્ન મિક્સ્ચર ' આપવું .' પરમેંગનેટ ઑફ પોટાશ 'ની ૧ એક ગ્રેનની કેઓલીનમાં વાળેલી ગોળી ચાર ચાર કલાકે આપવી. એળીઓ તથા લોહની ગોળી દેવી. ' પિચ્યુટરી એક્સટ્રાક્ટ ' દેવું. ' મેગ્નેસ સલ્ફસ ' ૧ ડ્રામ; ' ક્વીનીન સલ્ફસ ' ૨ ગ્રેન; ' સલ્ફેટ ઑફ આયર્ન ' ૧ ગ્રેન; ' ડિલ્યુટ સલ્ફ્યુરિક ઍસિડ ' ૧૦ મિનીમ; અને પીપરમેંટનું પાણી ઔંસ ૧ એક. આટલી ચીજો મેળવી આપવી, અને ચાર ચાર કલાકે ત્રણ વાર આપવી.

**પ્રતિબંધ જન્ય અનાર્તવ**—Retained Mehstruation. દસ્તાનને બહાર નીકળવામાં હરકત હોય તો 'પ્રતિબંધ જન્ય અનાર્તવ' કહેવાય. ગર્ભાશય મુખ બંધ થઈ ગયેલું હોય, યોનિમાર્ગની દિવાલો ચોટેલી હોય, તથા યોનિપટલ દૃઢ હોય તો દસ્તાન બહાર નીકળી ન શકે.

ચિન્હો:—પેડુમાં લોહીનો ભરાવો થઇ ભાર જણાય છે, જાંગમાં પીડા થાય છે, અને વાંસામાં તથા કુલામાં ભાર જણાય છે. ઇલાજ—શસ્ત્રવૈદ્ય બોલાવવો.

**3 નષ્ટાર્તવ**—Suppressed Menstruation.. ઇજા, શરદી, ધક્કો, નબળાઇ, ગર્ભાશય કે સ્ત્રીઅંડનો સોજો, તથા અતિસંગ ( excetiwe sexual intercourse )થી થાય છે. એકાએક દસ્તાન બંધ થાય તેને તાજું નષ્ટાર્તવ કહે છે; અને ધીમે ધીમે થાય તેને જૂનું નષ્ટાર્તવ કહે છે. કેટલીક વેળા બહુ આકરાં અને કેટલીક વેળા બહુ મંદ ચિન્હો થાય છે.

ઇલાજ.—અનાર્તવ પ્રમાણે શરીર સુધારવું. પેડુ પર ભીનો પાટો બાંધવો. વીશ મિનીટ લગી કટિસ્નાન ( Hip—bath ) લેવું.

**૪ અનિયમિત અનાર્તવ**—Ircegular Menstruation.

દસ્તાન તદન ન દેખાય એમ નથી બનતું, પણ નિયમસર નથી દેખાતું. જથ્થો પણ હંમેશાં સરખો નથી હોતો. ગુણમાં પણ ફેર હોય છે. શરીરની અવ્યવ સ્થિત થાય છે. ઇલાજ-અનાર્તવ પ્રમાણે.

૫ કષ્ટાર્તવ—Painful Menstruation. દસ્તાન ચાલુ હોય ત્યારે થતી વેદનાને કષ્ટાતવ કહે છે. આની ત્રણ જાત છેઃ-(૧) ન્યુરાલજીક, (૨) ઇન્ફ્લેમૅટરી, અને (૩) મેમ્બ્રેનસ.

अ. 'ન્યુરાલજીક' અથવા 'સ્પૅઝમૉડિક'—Neralgic or spasmodic. આમાં દરદ થોડી થોડી વારે થાય છે તથા ઘણું થાય છે. ઉલટી થાય છે, અને શરીર થંડુંગાર થઇ જાય છે. દરદ ખાસ કરીને પેડુમાં થાય છે. દસ્તાન દેખાય તેથી થોડા કલાક આગળ વેદના થવા માંડે છે, અને દેખાયા બાદ બે દિવસ લગી જારી રહે છે.

ब. 'ઇન્ફ્લેમૅટરી ફૉર્મ'—InflammatoryFormમાં દરદ થોડું થાય છે. પણ રાત દહાડો, ખાંચ વગર, થયા કરે છે. કયારેક કંમરમાં પીડા થાય છે; પગમાં પણ વેદના થાય છે; દસ્તાન દેખાવાથી અગાઉ કેટલાક દિવસ વેદના થાય છે, અને તે દેખાય એટલે શમી-મટી-જાય છે. બહુ લોહી પડે તો જરૂર મટી જાય છે.

क. 'મેમ્બ્રેનસ ફૉર્મ—'Membranous Formમાં પીડા અસહ્ય હોય છે; રહી રહીને થાય છે; અને ગર્ભાશયનું પડ બહાર નીકળે ત્યારે મટી જાય છે.

પેલી જાતમાં ગર્ભાશય કે તેનાં ઉપાંગમાં કાંઇ ફેરફાર જણાતો નથી, અને અટકાવ જોઇએ તેટલોજ હોય છે.

બીજી જાતમાં ગર્ભાશય તથા તેનાં ઉપાંગમાં દરદ હોય છે. ગર્ભાશયનો સોજો હોય છે; ફાઇબ્રૉઇડ ગ્રંથી હોય છે; સ્ત્રીઅંડનો વરમ હોય છે; બહુ ભાગે આ જાતનું કષ્ટાર્તવ સુવાવડ કે કસુવાવડ પછી થાય છે.

ત્રીજી જાતમાં ગર્ભાશયનાં પડ (મેમબ્રેન) બહાર આવે છે, તે જોવાથી તે જાતની ખાત્રી થાય છે. આમ પડ દર મહીને બહાર નીકળે છે, તેથી કસુવાવડથી ઓળખાય છે.

ગર્ભાશય સ્થળાંતરથી દસ્તાન વેળા પીડા થાય છે. વળી કમળના સંકોચથી અટકાવ બહાર નીકળી ન શકે, એટલે પીડા થાય છે.

ઇલાજ—ઝાડો સાફ લાવવો એ પ્રથમ જરૂરનું છે. માટે, હંમેશાં અટકાવને આડા બે દિવસ હોય ત્યારે જુલાબ આપવો જોઇએ. ઉલટી થતી હોય તો અટકાવને આડા ૪–૫ દિવસ હોય ત્યારથી, એકાંતરે, એક એક ગ્રેન કૅલોમેલ દેવું, અને વળતી સવારે મૅગનેમ સલ્ફસનો જુલાબ દેતાં રહેવું. આમ કરવાથી અટકાવ વેળા થતી ઉલટી તેમજ વેદના મટશે.

‘ નુરાલ્જીક ’ કે ‘ સ્પૅઝમૅાડિક ’ ફૉર્મમાં વેદના મટાડવા માટે ‘ ઍન્ટી-પાઇરીન ’ ૧૫ ગ્રેનની માત્રાથી આપવું. ફિનૅસીટીન ૧૦ ગ્રેન દેવું. અફીણ કે દારૂ ન દેવાય. અટકાવ દેખાયા અગાઉ સેકેલી હીંગ ૪ થ.૨ ગ્રેન ગોળીના રૂપમાં ચાર ચાર કલાકે દેવી. ત્રણ દિવસ આગળથી શરૂ કરવી. અટકાવ આવવાને દિવસે આઠ ગ્રેનની માત્રા દેવી. ‘ગ્વાયાકમ રેઝીન’ ગ્રેન ૧૦ દશની કૅશે ( Cachet ) દેવી. અટકાવને આડા ૭ સાત દિવસ હોય ત્યારથી દેવી. એથી શૂળ થાય તો સાથે ૧ એક ગ્રેન ‘ ડોવર્સ પાઉડર ’ આપવો. છેવટ સ્ત્રઅંડ રીમુવ કરવાં–કાઢી લેવાં. ઇન્ફલૅમૅટરી જાતમાં બિછા-નામાં આરામ લેવો. જુલાબ લેવા. ૩૫ વરસની ઉમ્મર થાય ત્યારે સ્ત્રીઅંડ કઢાવી લેવાં. રૂનું પોતું ગ્લીરીનમાં બોળી યોનિમાર્ગમાં રાખવું. ગર્ભાશય ગ્રીવા ( Cervix )માં બિસ્ચુરિથી છેદ મૂકી, તેમાં કાચની કે વલકેનાઇટની સળી ( stem ) રાખવી. ગ્રીવાની લંબાઇથી પા ½ ઇંચ નાની ‘ સ્ટેમ ’ લેવી. આ Stem ત્રણ અઠવાડીઆં પહેરી રાખવી. તેટલા માટે બિછાનામાં એટલી મુદત પડી રહેવું. ૪૫ વરસ પછી ગર્ભાશય કઢાવવો.

‘ મેમબ્રેનસ ’ જાતમાં સોમલ આપવું. ગ્વાયાકમ ટીંચર દેવું. કેટલાક માસ લગી ‘ ઍલેટ્રિસ કૉરડીઅલ ’ ડ્રામ ૧, પોટાસ કલોરસ ગ્રેન ૧૫. મિશ્ર કરી પાણી સાથે આપવાં. ચાર ચાર કલાકે ત્રણ વાર આપવાં. વેદના મટાડવા ‘ ઍન્ટીપાઇરીન ’ કે ‘ ફીનાસીટીન ’ આપવું. અથવા ‘ ઍસ્પીરીન’ ૧૫ ગ્રેનની માત્રાથી આપવું. છેવટે ગર્ભાશયને ‘ ક્યુરેટ ’ નામના હથીઆ-રથી ખોતરવો.

૬. **અતિ આર્તવ—Profuse Menstruation.** સ્વાભાવિક રીતે જોઇએ તેથી વધારે લોહી પડે, વધારે દિવસ ચાલે, અથવા વીશ વીશ દિવસે દસ્તાન આવ્યા કરે તેને અતિ આર્તવ કહે છે.

કારણ—ગર્ભાશય અર્બુદ ( Cancer ) કે મસાથી લોહી પડે છે. ગર્ભાશયના કે સ્ત્રીઅંડ ( overy )ના દાહ ( inflamation )થી પણ

ઘણું લોહી પડે છે. છોડ પડવા ટાણે ઘણું લોહી પડે છે. પાંડુ રોગીને ઘણું લોહી પડે છે. અતિ સંભોગથી પણ ઘણું લોહી પડે છે. વિષયી પુરૂષો અતિ સંભોગ કરી સ્ત્રીને આ રોગ આપે છે. દેખીતિ રીતે સ્ત્રી અતિ આર્તવથી મરે છે, પણ તેના મોતનું ખરૂં કારણ એનો 'ખૂની પતિ' હોય છે; કેમકે તે અતિ વિહાર કરી રોગ આપે છે.

ચિન્હઃ—જરા જરા વારમાં લોહી પડે છે, અથવા તો એક સરખું પૂર આવે છે, અને બંધ થાય છે. ઘણું લોહી પડવાથી સ્ત્રીનું શરીર ફીકું થઈ જાય છે. શ્વાસ થઈ આવે છે. ચોથર પણ થાય છે. ઉલટી થાય છે. અજીર્ણ રહે છે. ઝાડો નથી આવતો. મન બેચેન રહે છે.

ઇલાજ—યોનિ પર બરફ રાખવો. પુરૂષે સંગ (સંભોગ)–બંધ કરવો. સ્ત્રીએ પણ મના કરવી. સ્ત્રી મન દૃઢ નહીં રાખે તો મોત થશે. ૧૨૦ ડીગ્રીવાળા ગરમ પાણીથી યોનિમાર્ગનું પ્રક્ષાલન ( irrigation ) કરવું. યોનિમાર્ગમાંથી લોહીના ગાંઠા ( Clots ) નીકળતા બંધ થાય એટલે તેને 'ગૉઝ પૅકીંગ' કરવું. દરદીને ડાબે પડખે ( Sim's Position ) સુવાડવો. સિમ્સ 'સ્પેકયુલમ' ( speculum ) યોનિમાર્ગમાં નાંખવું ( નાંખતી વખતે યોનિની પાછલી દિવાલ પાછલી તરફ ખેંચવી ). એ મારફતે 'ગૉઝ પૅકીંગ' કરવું.

પેટમાં આપવાની દવાઃ—( ૧ ) 'સ્ટીપટોલ' ગ્રેન બેની 'ટૅબ્લેટ' ચાર ચાર કલાકે આપવી. (૨) 'કૅલ્સીસ ક્લોરાઈડ' ગ્રેન ૩૦–'એકસ્ટ્રૅક્ટ ગ્લીસરોઝા લિક્વીડા' મીનીમ ૨૦–પાણી ઔંસ ૧. મેળવી પાવું. જમ્યા બાદ પાવું અને દિવસમાં ત્રણ વાર પાવું. (૩) 'લિક્વીડ એકસ્ટ્રૅકટ ઑફ એરગટ' મિનીમ ૩૦;–'ટિંચર ડિજીટેલીસ' મિનીમ ૫–પાણી ડ્રામ ૪ ચાર. મેળવીને ચાર ચાર કલાકે તેટલાજ પાણીમાં ત્રણ વાર દેવું. (૪) બહુજ લોહી પડતું હોય તો ૨૦ ટકાનું 'પિચ્યુટરી એક્સ્ટ્રૅક્ટ સોલ્યુશન' મીનીમ ૧૫ પંદર, હાઇપોડર મિકસીરીંજથી કુલા ( Buttock )ના સ્નાયુમાં દાખલ કરવું. 'એડ્રીનલીન' ગર્ભાશયની સપાટીને લગાડવું. (૫) 'ટર્નઑફ લાઈફ' વેળા પડતું લોહી બંધ કરવા માટે બ્રોમાઇડ્ઝ તથા "ક્લોરાઇડ ઑફ કૅલ્શીયમ" મિશ્ર કરી દેવાં.

**૭ વિકેરીઅસ મેન્સ્ટ્રુએશન**—Vicarious Menstruation દર માસે દસ્તાન ન દેખાય, અને તેને બદલે બદનના કોઈ બીજા ભાગમાંથી લોહી નીકળે, તેને 'વિકેરીઅસ મેન્સ્ટ્રુએશન' કહે છે. લોહી, કાન, નાક,

મોઢું, ફેફસાં, હોજરી, મૂત્રાશય, સફરો, ચામડી, તથા સ્તનની દીંટડીમાંથી પડે છે. કોઈ કારણથી અટકાવ એટલે દસ્તાન એકાએક બંધ થઇ ગયેલ હોય તો આમ શરીરના બીજા ભાગમાંથી લોહી પડે છે. આથી ડરવું નહીં. ઇલાજ—કૅલ્સીઆઇ લૅકટસ દેવું.

૮. 'ટર્ન ઑફ લાઇફ'—Turn Of Life અથવા Cessation Of Menstruation. ૪૫ અને ૫૦ વરસની વચ્ચે સ્ત્રીને દસ્તાન આવતું બંધ થાય છે, તેને 'ટર્ન ઑફ લાઇફ' કહે છે. તંદુરસ્ત સ્ત્રીને કાંઇ ચિન્હો નથી થતાં; પણ જેની તંદુરસ્તી સારી ન હોય તેને અનેક ચિન્હો થાય છે. શાંન્ત સ્વભાવ બદલાઈ ચીડીઓ થઇ જાય છે; ચીડીઆ સ્વભાવની હોય તે શાંતસ્વભાવની થઈ જાય છે. અનિદ્રા, માથામાં દુઃખાવો, હૃદયનું ફડકવું, ઘેલછા, સંધિવા, ઍપોપ્લેકસી Apoplexy–,ચાંદાં, અજીર્ણ, ચકરી આવવી–Vertigo, ઇત્યાદિ ચિન્હો થાય છે. સ્તનનું અર્બુદ (કાન્સર) તથા બીજા રોગ થાય છે.

ઇલાજ:—(૧)પોટાશ બ્રોમાઇડ ગ્રેન ૧૦–ટિંચર ડિજીટેલીસ મિનીમ ૫–સીરપ ઑરેનશીઆઇ મિનીમ ૩૦–પાણી ઔંસ ૧ મેળવી જમ્યા બાદ લેવું. ઘણું લોહી જતું હોય તો સાથે 'એરગટ' આપવું. દરેક ડોઝમાં ૩૦ મિનીમ ઉમેરવું અને ચાર ચાર કલાકે આપતાં રહેવું.

(૨) 'ટિંચર વેલેરીઆના' મીનીમ ૩૦—'સ્ટ્રોન્શીયમ બ્રોમાઇડ' ગ્રેન ૧૦–'સીરપ ગ્લીસીરો ફૉસ્ફસ કો' ડ્રામ ½–અને પાણી ઔંસ ૧. મેળવી ચાર ચાર કલાકે ત્રણ વાર આપવું.

૯. ઋતુપાંડુ—Chlorosis અથવા Green Sickness. તાજી હવા તથા સારો ખોરાક ન મળવાથી આ રોગ થાય છે. ૧૪ માંથી ૧૭ મા વરસ લગીમાં થાય છે.

ચિન્હો—ચેહેરો પીળાશ પડતો લીલો જણાય છે. આંખનો સફેદ ભાગ આસમાની થઈ જાય છે. દરદી શરીરે ઠીક હોય છે. નષ્ટાર્તવ કે અતિ આર્તવ જણાય છે. ચાલતાં શ્વાસ ભરાઇ આવે છે, તથા છાતીમાં ફડકો થાય છે. હૃદયની પોલો (Cavities) પોહોળી (dilated) થઇ જાય છે. 'પલ્મનરી' નામની ધમનીના પડદાને સ્થાને 'ઉપધ્વનિ' સંભળાય છે. આ 'ઉપધ્વનિ'ને 'મરમર' (Murmur) કહે છે. ગરદનની મોટી શિરાપર પણ 'ઉપધ્વનિ' (હમીંગ નૉઇઝ) સંભળાય છે. નાડી નરમ અને ભરેલી જણાય છે. પગનાં કાંડા, પગ, તથા પગના નળા (legs) પર

ચોથર જોવામાં આવે છે. અનાજ પચતું નથી. ઝાડો સાફ આવતો નથી. લોહી ફીકું અને પ્રવાહી હોય છે.

આ રોગનાં કારણો ઘણાં છે. ઓછું દસ્તાન, ઘણું દસ્તાન મળના (ઝાડાના) ઝેરનું શરીરમાં ફરીવળવું, ઇત્યાદિ કારણોથી આ રોગ થાય છે.

નિદાન (Diagnosis) "ટયુબરકયુલોસીસ" નામના રોગથી શરૂઆતમાં ઓળખવા જરૂર પડે છે. પાંડુનું એ ખાસ કારણ હોતાં આ રોગ વેળા એની (ટયુબર કયુલોસીસની) ખાસ તપાસ કરવી. લોહીની પરીક્ષાથી બીજા પાંડુથી આ પાંડુ ઓળખી શકાય છે. આમાં લાલ રજકણ ઘણા ઓછા નથી હોતા, પણ 'હીમોગ્લોબીન' ઘણું ઘટેલું હોય છે. 'કલર ઇંડેક્સ' (Colour Index) હંમેશાં એકથી ઓછું હોય છે.

સાથે થનારા રોગ—Complications. ક્ષય, હોજરીનું ચાંદુ, નષ્ટાર્તવ, કષ્ટાર્તવ, હિસ્ટીરીઆ, મળાવરોધ, અને અજીર્ણ.

ઇલાજ—પ્રથમ અજીર્ણ દૂર કરવું. ઝાડો સાફ લાવવો. ખુલ્લી હવા લેવી. અજીર્ણ માટે 'કાર્બોનેટ ઓફ બિસ્મથ' જમવાની આગળ આપવું. 'આયોગાઇડ ઑફ પોટાશીયમ' પાંચ ગ્રેનની માત્રાથી દૂધમાં દિવસમાં ત્રણ વાર દેવુ. સવાર, બપોર, અને સાંઝ એમ ત્રણવાર દેવું. 'મિસ્યુરા ફેરીકો' આપવું. લોહ, સ્ટ્રીક્નીઆ, એરગટ, અને કેશરની ગોળી દેવી. કબજીઆત માટે કેશર, હીરાબોળ, અને એળીયાની ગોળી આપવી. 'પિલએલોઝ એટ ફેરી' દેવી. એળીઓ ૧ ગ્રેન; હીરાબોળ ૨ ગ્રેન; અને કેશર ૧ ગ્રેન. ગોળી બનાવી દેવી. ચાર ચાર કલાકે આવી ગોળી ત્રણવાર દેવી. 'સલ્ફેટ ઑફ આયર્ન' ૧ ડ્રામ; 'ટારટ્રેટ ઑફ પોટશ' ૧ ડ્રામ; 'બાઇકાર્બોનેટ ઑફ પોટાશ' ૧ ડ્રામ; તથા 'ટ્રાગાકાન્થા ગમ' (ગુંદ) ૨૪ ગ્રેન. મેળવી પાણીમાં ચોવીશ ગોળી બનાવવી. ચાર ચાર કલાકે બબે ગોળી આપવી. આને 'બ્લૉડ્ઝ પિલ્સ' કહે છે. લોહ માસ ૪ ચાર દેવા જરૂર રહે છે. એટલી મુદતે આરામ પણ થઇ જાય છે.

૧૦. **સ્રીઅંડનો તીવ્ર વરમ**—Acute Inflamamation Of ovaries. ફલવાહિનીના સોજાની સાથે આ રોગ થાય છે. પેડુમાં તથા બસ્તીમાં બહુ વેદના થાય છે. જે અંડ (ovary) સૂજેલું હોય તે તરફ પીડા થાય છે. તે પર હાથ અડાડતાં વેદના થાય છે. તાવ હોય છે. ઝાડો બંધ હોય છે. ઉલટી થાય છે. યોનિમાર્ગે તપાસતાં સૂજેલું સ્રીઅંડ મોટું

લાગે છે. આમ તેમ ફેરવી શકાય છે, તથા આંગળીના સ્પર્શથી દુઃખે છે. ગડ થાય તો આંતરડામાં, ઉદરસત્વચામાં, મૂત્રાશયમાં, અથવા યોનિમાર્ગમાં ફૂટે છે.

ઇલાજ–બિછાનામાં પડી રહેવું. હરફર ન કરવી. સાદો આહાર કરવો. ગરમ ચીજ કે વસાણું ન ખાવું. યોનિમાર્ગનું નરમ (weak) બોરીક લોશનથી પ્રક્ષાલન (ડુશ) કરવું. પેડુ પર થંડા પાણીમાં બોળેલા લૂગડાંના કટકા રાખવા, તથા તેને બદલાવતાં રહેવું. બબે કલાકે હિપબાથ (Hip-Bath) લેવો. ઝાડા માટે "એનીમા" કરવી. ગડ થાય તો તેને ફોડવું. પેટમાં વેદના શાંત થવા માટે 'મોરફીઆ' આપવું. અફીણને બેલૅડોનાની 'પેસરી' યોનિમાર્ગમાં રાખવી.

**૧૧. સ્ત્રી અંડનો દીર્ઘ વરમ** Chronic Inflamation Of Ovaries તીવ્રમાંથી થાય છે. પેડુમાં સ્ત્રીઅંડની જગોએ પીડા થાય છે. દસ્તાન વેળા તેમાં વધારો થાય છે. દસ્તાન વધારે આવે છે. કયારેક થોડું પણ આવે છે, વખતે અનિયમિતપણે આવે છે. વેદના જાંગ લગી થાય છે. ઝાડે ફરતાં વેદના થાય છે. મોળ ચડે છે. ઉલટી થાય છે. હિસ્ટીરીઆ થાય છે. પ્રદર થાય છે. સંભોગ વેળા વેદના થાય છે. માથું દુઃખે છે. મન ચિંતાતુર રહે છે. પાછળથી સ્ત્રીઅંડ કઠણ તથા સૂકાં થઈ જાય છે. આથી સ્ત્રી વાંઝણી બની જાય છે. યોનિમાગે પરીક્ષા કરતાં આંગળીને સ્ત્રીઅંડ ગાંડા મિસાલે લાગશે અને આંગળીના દાબથી વેદના થતી જણાશે.

ઇલાજ—પુરૂષ સંગ બંધ કરવો. યોનિમાગમાં ગરમ પાણીની ડુશ મારવી. પેડુપર દુઃખાવાની જગોએ શેક કરવો. ડુશ કીધા પછી સેંકડે દશ ટકાનાં 'ગ્લીસરીનમ ઇકૃથઑલ'માં પલાળેલા સફેદ લીંટના કટકા યોનિમાર્ગમાં દાખલ કરવા. સ્ત્રીઅંડની જગોએ 'બ્લિસ્ટર' મારવું; કંમરે 'બેલૅડોના પ્લાસ્ટર' મારવું. પાંચ ગ્રેન 'આયોડાઇડ ઑફ લેડ;' પાંચ ગ્રેન અફીણ; અને ત્રણ ગ્રેન 'એકસ્ટ્રૅકટ ઑફ બેલૅડોના'ની 'પેસરી' કોકમના તેલમાં બનાવી યોનિમાર્ગમાં રાખવી:

**૧૨. ગર્ભાશયનો તીવ્ર વરમ**—Acute Inflammation Of Womb સુવાવડ કેડે કે ગર્ભપાત કેડે આ વરમ થાય છે. ગર્ભાશયમાં અસ્વચ્છ હથીઆર નાંખવાથી પણ થાય છે.

**ચિન્હ**–ટાઢ આવીને તાવ આવે છે. ટેમપરેચર અનિયમિત–errigular હોય છે. ગર્ભપાત કે કસુવાવડથી વરમ થાય તો ઝેરી તાવ (સેપ્ટિક

ફીવર ) લાગુ પડે છે, તથા ગર્ભાશયમાં ગડ થાય છે. પેટ પર દાબતાં દુઃખાવો થાય છે. આ દુઃખાવો યોનીમાર્ગલગી થાય છે. યોનિમાર્ગ ગરમ લાગે છે. ગર્ભાશય ગ્રીવા ( Cervix ) પોચી ને સૂજેલી લાગે છે, તેમાંથી પુષ્કળ બળતરા યુક્ત રસી નીકળે છે. ગર્ભાશય પોચો અને મોટો જણાય છે. ગર્ભાશય પોતાના સ્થાનમાં હોય, તેમ ક્વચિત્ પાછળ ઢળીગયેલ પણ હોય.

ઇલાજ—દરદીએ પથારીમાં પડી રહેવું. યોનિમાર્ગમાં ગરમ પાણીની ડુશ મારવી. પેડુ પર શેક કરવો. ગરમ પાણીની 'એનીમા' આપી ઝાડો લાવવો. જાશુ 'સલાઇન્સ' આપવાં. ખોરાક હલકો ખાવો. દારૂ ન પીવો. 'કેલોમેલ' ૧ ગ્રેનની માત્રાથી દિવસમાં ચાર ચાર કલાકે ત્રણ વાર દેવું. પછી તરતજ વિલાયતી મીઠાનો જુલાબ લેવો. પશીનો વળે તથા પેશાબ છૂટથી આવે એવી દવા લેવી. તાવ માટે 'કીનીન' દેવું. વેદના માટે અફીણ આપવું. સુવાવડ કે ગર્ભપાતનો કેસ ન હોય તો ચારથી છ અઠવાડીએ સારૂં થઇ જાય છે. પણ ઘણી વેળા દીર્ઘ રૂપ ( Chronic From ) ધારણ કરે છે પાંચ ગ્રેન 'એકસ્ટ્રેકટ ઑફ બેલેડોના' તથા ૧૦ ગ્રેન બ્લુ-ઑઇંટમેંટની પેસરી યોનિમાં રાખવી.

(૧૩) **ગર્ભાશયનો દીર્ઘ વરમ**—Chronic Inflammation Of Womb તીવ્રમાંથી થાય છે, અથવા વારંવાર ગર્ભપાત થવાથી, વારંવાર ગર્ભ રહેવાથી, ગર્ભાશયની ફાટથી, તથા તેના સ્થળાંતરથી થાય છે. યોનિમાર્ગમાં સોગઠી ( Pessary ) રાખવાથી એ થાય છે.

ચિન્હો—પેડુમાં ભાર લાગે છે. વાંસો ફાટે છે. ભૂખ લાગતી નથી. માથું દુઃખે છે. ઉંઘ આવતી નથી. હમેશાં અસુખ જણાય છે. અટકાવ ( દસ્તાન ) થોડે દહાડે દેખાયા કરે છે. હંમેશ કરતાં વધારે લોહી પડે છે. અટકાવ લાંબી મુદત ચાલે છે. પ્રદર હોય છે. શ્રાવ (Discharge) સફેદ હોય તેમ લીલો પણ હોય, શ્લેષ્મના વધારાથી જળાસ જેવો હોય છે. ગર્ભાશય મોટો અને કઠણ જણાય છે. પેડુમાં ( દાબવાથી ) દુઃખાવો થાય છે. કમલ પોચું તથા લોહીઆળ ( Congested ) જણાય છે. તે લોહીઆળ હોતાં પરીક્ષા કરતી વેળા તેમાંથી લોહી પડે છે. ગર્ભાશય આસપાસના ભાગો સાથે ચોટેલો જણાય, અગર પાછળ વળી જાય, અગર પાછળ ઉથલી ( વિવર્તન ) જાય. વખતે કમળ પર ચાંદુ જોવામાં આવે છે.

ઇલાજ—વીશ ઔંસ ગરમ પાણીમાં એક ડ્રામ ટિંચરઆયોડીન નાંખી

તેની ડુશ મારવી. સવારે તથા સાંઝે મારવી. દરેક વેળા પંદર મિનીટ લગી મારવી. સાંઝની ડુશ પછી 'ગ્લીસરીનમાં' બોળેલા 'કૉટનવુલ ટૅમપન' (Cotten wool tampon) થી યોનિમાર્ગ પૅક કરવો. આવું પેકીંગ બે અઠવાડીયાં લગી દરરોજ કરવું. ગર્ભાશય સ્થળાંતર સુધારવું અને 'હૉગ પેસરી'–Pessary યોનિમાં રાખવી.

૧૪. **કમલ ક્ષત**—Ulceation Of Os. ગર્ભાશય ગ્રીવા સૂજી જાય છે. ક્ષત બહુ ઉંડું હોય તો તેના પર મરેલું માંસ (slough) જોવામાં આવે છે.તપાસતી વેળા તેમાંથી લોહી નીકળે છે.પુષ્કળ પરૂ જેવી ધાત વહે છે. ગર્ભાશય તેમજ સ્રીઅંડ પણ સૂજી જાય છે. પેડુમાં દુઃખાવો થાય છે. કંમર દુઃખે છે. પેડુમાં ભાર લાગે છે. માથું દુઃખે છે. અજીર્ણ થાય છે. નબળાઈ લાગે છે. અનિયમિત–irregular) ઝાડા થાય છે.

ઇલાજ—યોનિમાં સવાર સાંઝ 'પોટાસ પરમેંગનઝ' લોશનની ડુશ મારવી. 'આયોડાઇડ ઑફ લેડ' તથા 'એક્સ્ટ્રૅક્ટ બેલૅડોના'ની સોગઠી યોનિમાર્ગમાં રાખવી, એથી પીડા શાંત થશે. 'આયોડાઇડ ઑફ લેડ' ૪૦ ગ્રેન–'એકટ્રૅક્ટ ઑફ બેલૅડોના' ૧૨ ગ્રેન–અફીણ ૪૦ ગ્રેન. આ ત્રણ ચીજોની કોકમના તેલ સાથે ૪ સોગઠી કરી દર રાત્રે એક રાખવી. ક્ષત ઉંડું હોય તો તેને 'કૉસ્ટીક પોટાશ' કે 'ઍસીડ નાઇટ્રેટ ઑફ મરક્યુરી' લગાડવું. 'ગ્લીસરીનમ એસીડીટેનીસી' તથા શુદ્ધ ટંકણખાર મેળવી ચાંદા પર લગાડાય.

૧૫. **ગર્ભાશય ગ્રંથિ**—Uterine Tumours 'ફાયબ્રોઇડ' તથા 'પૉલીસ' એમ બે જાત છે. 'ફાયબ્રૉઇડ' સખત હોય છે. અને ગર્ભાશયની દિવાલમાં થાય છે. 'પૉલીપસ' ગર્ભાશય મુખમાં થાય છે. ને લટકતો રહે છે. પાતળા છેડાથી ગર્ભાશય મુખને વળગેલો હોય છે. ફાયબ્રૉઇડથી શરીરને નુકશાન નથી થતું. દબાણનાં ચિન્હો જણાય છે. એટલે, ઝાડા પેશાબને રોકત કરે છે. આ ગ્રંથિ ક્વચિત જોવામાં આવે છે.

**પૉલીપસ**—આ ગાંઠ વધ્યાણથી બાળકના માથા જેવડી થાય છે. કદ મોટું હોય છે ત્યારે દરદી કરાંજે છે; પેશાબ કરતી વેળા તથા ઝાડે ફરતી વેળા જોર કરે છે; લોહી પડે છે; બહુ લોહી પડવાથી શરીર ફીકું (ઍનીમિક) થઈ જાય, હાલતાં શ્વાસ ભરાઇ આવે અને છાતીમાં ફડકો–Palpitation of Heart થાય તો હુંશિયાર શસ્ત્રવૈદ્યની સલાહ લેવી. દરમીઆન લોહી પડતું બંધ થવા માટે 'એરગટ' આપવું. 'લિક્વીડ એક-

સ્ટ્રૅક્ટ ઑફ એરગટ ' ૩૦ મિનીમ થોડા પાણી સાથે ચાર ચાર કલાકે દેવું. 'એરગટીન ' ૩.ત્રણ ગ્રેન ચાર ચાર કલાકે ગોળી બનાવી દેવું. ફાઇબ્રૉઈડમાંથી લોહી પડે તોપણ આ ઇલાજ લેવા.

૧૬ ગર્ભાશય ગ્રીવાનું અર્બુદ—Cancer of Cervix Uteri. આ રોગ જલદી આગળ વધે છે. (૧) આંગળીથી તપાસતાં ગર્ભાશય મુખ કઠણ, તુટીપડે તેવું (friable) તથા દાણદાર જણાય છે. આ ચિન્હ જણાવાની સાથે આંગળી લોહીઆળી થાય તો અર્બુદ સમજવું. (૨) પાછળથી મોટું થાય છે, અને યોનિમાં લટકતું જણાય છે, તરતજ ભાગી પડે છે, અને આંગળીના સ્પર્શથી તેમાંથી લોહી નીકળે છે, યોનિમાર્ગની દિવાલને અસર થાય છે, ગર્ભાશયનાં બંધનને અસર થાય છે, અને ગર્ભાશયને પણ થાય છે. ગર્ભાશય કુદરતી રીતે હાલે છે, પણ આ રોગમાં તે સજ્જડ ચોટી ગયેલો જોવામાં આવે છે, અને યોનિમાર્ગમાં આંગળી નાંખી હલાવતાં હાલતો (ફરતો) નથી. (૩) અટકાવ વેળા લોહી ઘણું પડે છે, તેમ બીજે વખતે પણ પડે છે. (૪) લોહી ન પડતું હોય ત્યારે ગંધાતો ગુલાબી રંગનો શ્રાવ યોનિમાર્ગમાંથી નીકળે છે. (૫) પાછળથી ગર્ભાશયની જગોએ પીડા થાય છે, શરીર ગળી જાય છે, અને ચમત્કારિક પીળું (Cancerous Cachescia) લાગે છે. ૪૦ વરસની વય થયા પછી આ રોગ થાય છે. સંભોગથી પીડા થવા માંડે, લોહી પડે, તથા અનિયમિત રીતે લોહી પડ્યા કરે તો અર્બુદ સમજવું.

૧૭. ગર્ભાશયના બાડી (Body)નું અર્બુદ–Canca of the Body of the uterus. જે સ્ત્રીને છોકરાં ન થયાં હોય તેને ૪૦ વરસ પછી આ રોગ થાય છે, શરૂઆતમાં લોહી પડતું વથી, પણ પાછળથી પડે છે, ચિન્હો:—અતિ આર્તવ જણાય છે, તે ન હોય ત્યારે ગુલાબી તથા મગજના જેવા શ્રાવ થાય છે. (૨) બે હાથની પરીક્ષાથી, એટલે ડાબે હાથે પેડુમાં ગર્ભાશયને સ્થિર કરી, જમણા હાથની પેહેલી આંગળી યોનિમાર્ગમાં નાંખી તપાસ કરવાથી ગર્ભાશય મોટો થયેલો જણાશે. (૩) ગર્ભાશય શલાકા નાંખી જોતાં લોહી નીકળે છે. ગંધાતો શ્રાવ થતો હોય કે ઘણું લોહી પડતું હોય તો દાખલ ન કરવી. (૪) પૃથુ બંધનને રોગની અસર થાય છે, ત્યારે ગર્ભાશય ચોટી જાય છે. અનુભવી માણસને આ ચિન્હ નિદાનમાં બહુ ઉપયોગી થઈ પડે છે. (૫) બાકીનાં ચિન્હો બીજી જગોએ અર્બુદ હોય તેના જેવાં હોય છે. એટલે કે, શરીર દુર્બળ તથા

પીળું (Cachexic) જણાય છે. શ્રાવની કે 'સ્ક્રેપિંગ'–Secaping ની સૂક્ષ્મદર્શક યંત્રથી પરીક્ષા કરવાથી વૃદ્ધાવસ્થામાં થતા દાહ તથા ગ્રંથિ-કાઇબ્રૉઇડ–થી આ રોગ ઓળખી શકાય છે.

ઇલાજ—સરસ ઉપાય તો એ છે કે ગર્ભાશય કાઢી લેવો બીજા ઇલાજ આ પ્રમાણે કરવા. 'પોટાસ પરમૅગનઝ' લોશન (dr. i–પાણી ઔં. ૨૦) ની ડુશ મારવી. 'બિન આયોડાઇડ ઑફ મરક્યુરી' લોશન (૧–૪૦૦૦) ની ડુશ મારવી. યોનિમુખ પર 'વૅસેલીન' કે 'લૅનોલીન' ઘસવું. શ્રાવ સોસવા માટે યોનિમુખ પર સ્વચ્છ લુગડાની 'પૅડ'–Pad–રાખવી, અને તેને બદલાવતાં રહેવું. વેદના માટે 'ઍન્ટીપાઇરીન', 'ફિનૅસીટીન,' 'ઍસ્પીરીન,' ગમે તે એક દેવું. 'હીરૅાઇનિ,' 'કોડીન,' 'મોરફાઇન' અપાય. અફીણ તો ન છૂટકે જ દેવું જોઇએ. 'મૉરફીઆ' દેવું તો ચામડીમાં પિચકારીથી દાખલ કરવું. અફીણ દેવું તો પેટમાં ખવરાવવું; એકલું દેવું, અગર કોકાની સાથે દેવું. મૈથુનનો પ્રતિબંધ કરવો. 'લાઇકર ફેરી પરક્લોરાઇડ' લગાડી લોહી બંધ કરવું; અગર પેટમાં 'ગૅલીક ઍસિડ,' 'શુગરલેડ' અને દાલચીની દેવાં.

**ગર્ભાશય ભ્રંશ**—Prolapse of The uterus. એક જાતમાં ગર્ભાશય નીચો આવે છે, પણ યોનિમાગમાં જ હોય છે. બીજીમાં તે યોનિમુખ લગી આવેલો હોય છે, ત્રીજીમાં યોનિમુખના બહાર, દડા મિસાલે, દેખાય છે, આ છેલ્લી જાતને "પ્રોસીડેન્શીઆ"–Procedentia–કહે છે.

ચિન્હ:–હાલતાં પેડુમાં દુઃખાવો થાય છે. ચાલવાથી તથા વાંકાંવળીને બળ કરવાથી ગર્ભાશય બહાર નીકળી આવે છે. કોઈ કામ ઝપાટાથી થઇ શકતું નથી. ઝાડે ફરતાં, પેશાબ કરતાં, ઊભડક બેસતાં તે બહાર નીકળી પડે છે. પેશાબમાં બળતરા થાય છે, ઝાડો સાફ આવતો નથી. પ્રદર જણાય છે. તેના પર છાલાં પડે છે. બસ્તીમાં બોજો લાગે છે, બારીચીજ ઉંચકાતી નથી.

કારણ—કુદકો મારવાથી, ઉપરાઉપર સુવાવડો થવાથી ગર્ભાશય બહાર નીકળી આવે છે;

ઇલાજ:–ચણીઆની નાડી ઢીલી બાંધવી. છાયલની ગાંઠ ઢીલી રાખવી બોજો વાંકાવળીને ઉપાડવો નહીં. 'એનીમા' (બસ્તી) લઇ ઝાડો સાફ લાવવો. ચાર ચાર કલાકે એક પાંઇંટ ગરમ પાણી ડુશથી યોનિમાં દાખલ કરવું–'એનીમા સીરીંજ' થી ગરમ પાણી દાખલ થાય, બ્રહ્મચર્ય વ્રત ધારી થવું. કટિસ્નાન–Hip Bath–અડધા કલાક લગી લેવું. કટિસ્નાન માટે

પાણી થંડુ લેવું, ઉતાવળાં ન ચાલવું સુવાવડ બાદ સંભાળ રાખવી, દશદિવસ લગી ખાટલા નીચે પગ ન દેવો.

ચડાવવાની રીત—ઝાડો લાવવો, પેશાબ લાવવો, પછી ચડાવવો. સ્ત્રીને ચત્તી સુવાડી તેલવાળી આંગળીથી ચડાવવો—ચડી ગયા પછી એક કલાક લગી સ્ત્રીએ પથારીમાં પડી રહેવું. 'રિંગપેસરી' પેહેરવી રાખવી જોઇએ

ધણો વખત બહાર રહેવાથી સોજો થઇ આવે તો બેસારવા અગાઉ બરફ રાખવો અથવા 'એમપ્લાસ્ટ્રમ રેઝીના' નો પટો દાબીને લગાડવો. આથી સોજો ઉતરીને ને સહેલાઇથી ચડાવાશે. છાલાંને કોસ્ટીકની સળી લગાડવી. શક્તિ માટે લોહ તથા ઝેરકોચલું દેવું.

૧૯ **ગર્ભાશયની પશ્ચાત્ વક્રતા**—Retroflesion Of Utems આ રોગ પરણેલી તથા કુંવારીમાં જોવ.માં આપે છે. ઉપલો ભાગ (fundus) કોઇ કારણથી ભારે થવાથી પાછળ વળી જાય છે.

ચિન્હઃ—છેક બેવડું વળી જાય છે, ત્યારે ચિન્હો છાનાં રહેતાં નથી. વાંકને ઠેકાણે ગર્ભાશય પાતળું થઇ જાય છે. કમરમાં દુઃખાવો થાય છે. સાથળ તથા પેડુમાં ચસ્કા આવે છે. દસ્તની હાજત થયાં કરે છે. ઝાડો થોડો ઉતરે છે, તથા ઉતરતી વેળા પીડા થાય છે. મૈથુનથી પીડા થાય છે. ગર્ભ રહેતો નથી. દસ્તાન વેળા કષ્ટ થાય છે, પ્રદર થાય છે, મોળ ગડે છે, ભૂખ લાગતી નથી ગ્લાનિ થાય છે.

યોનિમાર્ગે પરીક્ષા કરતાં કમળ 'મૂળ' સ્થિતિમાં લાગે છે. પાછળ સફરા તરફ ગાંડ જણાય છે. તેને આંગળી અડાડતાં વેદના થાય છે. આ ગાંઠ તે ગર્ભાશયનો માથલો વળેલો ભાગ સમજવો, વિશેષ ખાત્રી માટે, તેને દાબી રાખી ગર્ભાશયમાં સળી—Unterine sound નાંખવાથી માંહે નહીં જાય, પણ તેને ઉલટી ફેરવી નાંખશો તો માંહે જશે. દાખલ થયા બાદ સુલટી—સમી કરવાથી વક્રતા નીકળી જશે, અને ગુદા તરફની ગાંડ જણાશે નહીં. સળી કાઢી લેશો તો થોડી વારમાં ગર્ભાશય પાછો વળી જવા સબબ, ગાંઠ જણાશે.

૨૦. **ગર્ભાશયની અગ્રવક્રતા**—Antiflexion Of Utetus. ગાંઠ કમળના આગલા ભાગમાં લાગે છે, તથા કમળમુખ ( Os ) ઉંચું હોય છે. જણાય છે. ઝાડો સાફ આવે છે, પણ પેશાબ થવામાં અડચણ પડે છે. સળી—saund—નાંખવાથી વિશેષ ખાત્રી થશે. પૂર્વ વક્રતા કરતાં પશ્ચાત વક્રતા વિશેષ જોવામાં આવે છે.

ઇલાજ—થોડી મુદ્દતની હોય તો સળી નાંખી ગર્ભાશય સીધો કરવો. સ્ત્રીને થોડા દિવસ બિછાનામાં રાખવી. એથી ક્યારેક આરામ થઇ જાય છે. પણ ઘણું કરીને ગર્ભાશય પાછો વાંકો થઇ જાય છે. વળી ન જાય તેટલા માટે બે કે સવા બે ઇંચની સ્ટેમ–stem–આવે છે, તે પેહેરી રાખવી, થોડાં અઠવાડીઆં પેહેરી રાખવી. શરૂઆતમાં, પેહેર્યા બાદ, થોડા દિવસ બિછાનામાં પડી રહેવું. અંદરના ભાગમાં જૂનો દાહ (સોજો) હશે તો 'સ્ટેમ' પેહેરી નહીં શકાય. આમ બને તો કમળ માર્ગમાં વક્રતા લગી છેદ મૂકવો, અને પછી સ્ટેમ–stem–પેહેરવી.

**૨૧. ગર્ભાશયનું પશ્ચાત્ વિવર્તન**–Retroversion Of Utetus આમાં માથલો ભાગ (fundus) સફરા તરફ ઢળે છે, અને કમળ મૂત્રાશય તરફ જાય છે. ગર્ભાશય આગલી કોર વિવર્ત થાય તો એથી ઉલટી સ્થિતિ થાય. આને અગ્રવિવર્તન કહે છે. કરતાં પશ્ચાત્ વિવર્તન વધારે થાય છે. પશ્ચાત્ વિવર્તન સગર્ભાવસ્થાના શરૂઆતના બે ત્રણ માસમાં થાય છે.

ચિન્હોઃ—વક્રતાના જેવાં ચિન્હો જણાય છે. કમર દુઃખે છે. પ્રદર હોય છે. ઝાડે ફરતાં તથા પેશાબ કરતાં પીડા થાય છે. દસ્તાનમાં અડચણ આવતી નથી. ગર્ભ પણ રહે છે. પણ રહ્યા પછી વિવર્તન સુધારવામાં ન આવે તો ગર્ભપાત થઇ જાય છે.

ઇલાજઃ—પશ્ચાત્ વિવર્તનમાં ગર્ભાશય ચોટી ગયેલો ન હોય તો સ્ત્રીને ડાબે પડખે સૂવાડીને યોનિમાર્ગમાં દાખલ કરેલી આંગળીથી ગર્ભાશયના માથલા ભાગને ઠેકાણે લાવવો. આમ ઠેકાણે ન આવે તો સ્ત્રીને ઘુંટણભર (Knee Breast Position) સુવાડી, એક હાથની આંગળી સફરામાં નાંખી, તે વડે ગર્ભાશયના માથલા ભાગને ઉપર ધકેલવો. બીજા હાથની આંગળી યોનિમાર્ગમાં નાંખી તેથી કમળને મૂળ સ્થાને લાવવું.

**અગ્રવિવર્તન**માં સ્ત્રીને ચત્તી સૂવાડી, યોનિમાર્ગમાં તર્જની નાંખી, યોનિમાર્ગની આગલી દિવાલ પર દબાણ કરી, ગર્ભાશયના ઉપલા ભાગ (fundus)ને ઉપલી કોર ધકેલી દેવો. સ્ત્રીએ બિછાનામાં ચતું સૂઇ રહેવું. પેડુઉપર પાટો બાંધી દેવો, તથા અફીણ લેવું.

ગર્ભાશયને યોગ્ય સ્થળે રાખવા માટે યોગ્ય "પેસરી" પેહેરવી. 'હોજીસ પેસરી' ઠીક પડે છે.

**૨૨. પ્રદર**—Leucorrbocar સ્ત્રીની યોનિમાંથી થતા સફેદ શ્રાવને

પ્રદર કહે છે. આ શ્રાવ (dischaege) ક્યારેક ધોળો હોય છે; ક્યારેક પીળો હોય છે; અને ક્યારેક લીલો હોય છે. વખતે તદ્દન પાણી જેવો હોય છે; અને વખતે ચીકણો હોય છે. ગર્ભાશયમાંનો શ્રાવ બહુ ચીકણો હોય છે. આ શ્રાવ ગર્ભાશયના વિકારથી તેમ શરીરના વિકારથી એ થાય છે. ગર્ભાશયમાંથી શ્રાવ થતો હોય તો ગર્ભાશયનો દીર્ઘ દાહ (સોજો) સમજવો

કારણ:—વારંવાર સુવાવડ થવી; હાથરસ (self-abuse); અતિસંભોગ; ગરમ મસાલા ખાવાં; નવકથાનું વાંચન; બાળલગ્ન; ગર્ભપાત; અસ્વચ્છતા, બંધકોશ, બાહ્ય પદાર્થનું યોનિમાર્ગમાં હોવું, બટાટાનો ખોરાક, ખારૂં પાણી પીવું, પરશોદીના લોટની રોટલી ખાવી, ઇત્યાદ.

ઉપાય:—અટકાવ (દસ્તાન) આવી ગયા પછી, બે દહાડા રહીને, યોનિમાર્ગમાં ગરમ પાણીની ડુશ લેવી. પચે એવી ચીજ ખાવી. દસ્ત સાફ આવે તેમ કરવું. વીશ ગ્રેન 'ગેલિક ઍસિડ'ની 'પેસરી' બનાવી યોનિમાર્ગે ગભાશય નજીક રાખવી. પેટમાં 'ટીંચર ફેરી પરક્લોરાઇડ' મિનીમ ૧૦; સ્પિરિટ ક્લોરોર્ઝૉર્મ મિનીય ૧૦; અને પાણી ઔંસ ૧ એક ચાર ચાર કલાકે જમ્યા બાદ લેવું. 'પરમૅન્નેટ ઑફ પોટાશ'ની ૧ એક ગ્રેનની ગોળી 'કેઓલીન'માં બનાવી ચાર ચાર કલાકે ત્રણ વાર આપવી. સંભોગનો ત્યાગ કરવો. ૧૦ ગ્રેન 'પોટાસ પરમેંગ્નાઝ' તથા ૨૦ ઔંસ પાણીની ડુશ યોનિમાર્ગમાં મારવી. દિવસમાં બે વાર (સવારે તથા સાંઝે) મારવી યોનિમુખ પાકેલું હોય તો 'બોરીક એસીડ ઑઇંટમેંટ' લગાડવો. ગર્ભાશય સ્થળાંતર હોય તો તે સુધારવું. બહુ જ શ્રાવ હોય તો ગરમ પાણી ઔંસ ૨૦ વીશ અને 'કોમન સોલ્ટ' ડ્રામ ૧ ની ડુશ મારવી.

**૨૩. યોનિમુખ વરમ**—Vulvitis. ગંદવાડથી તથા સ્વચ્છતા ન રાખવાથી થઇ આવે છે. હાથરસથી એ થાય છે. મધુ પ્રમેહ (સાકરીઓ પરમો)થી પણ થાય છે. શરૂઆતમાં ખરજ આવે છે, તેથી ચામડી છોલાય છે; તે મારફતે જંતુ દાખલ થવાથી સોજો થાય છે.

ચિન્હ:—ખરજ આવે છે; બળતરા થાય છે, પેશાબ કરતાં પીડા થાય છે, ચાલવાથી વેદના થાય છે, શ્લેષ્મ અને પરૂવાળી રસી નીકળે છે, યોનિઓષ્ઠ લાલ અને સૂજેલા લાગે છે, ક્યારેક તે ચોટી જાય છે, તેથી યોનિમુખ બંધ થઇ જાય છે.

ઉપાય—તીવ્ર વરમ હોય ત્યારે ગરમ પાણીમાં કટિસ્નાન લેવું. પગો બહાર રાખી કમ્મર ને કુલા પાણીમાં રાખવા. વિલાયતી મીંઠાનો એક જુલાબ લેવો. વેદના માટે 'હાપોસ્યામસ' દેવું. 'લેદ એંડ ઓપીઅમ'

લોશન લગાડવું. 'શુગરલેડ' ગ્રેન ૮; અફીણ ગ્રેન ૮; પાણી ઔંસ ૪ચાર આટલી ચીજોનું લોશન બનાવવું, અને તે લગાડવું. ખાંડ માટે પેશાબની તપાસ કરવી. નરમ બારીક લોશનથી એ ધોવાય. રસીને સ્વચ્છ કપડાથી લોતાં રહેવું, અને એ કપડાં બાળતાં રહેવું. અફીણ ગ્રેન ૩; તથા 'શુગરલેડ' ગ્રેન ૩ની કોકમના તેલમાં સોગડી (Pessury) બનાવીને રાતે સૂતી વેળા યોનિમાર્ગમાં ગર્ભાશયમુખ આગળ રાખવી.

૨૪. **યોનિકંડુ**—Pruritus Vulva. ૪૫ કે ૫૦ વરસે આ રોગ થાક છે. મધુ પ્રમેહમાં, કમળામાં, તથા મૂત્રપિંડના જૂના વરમમાં થાય છે. યોનિમાર્ગ કે ગર્ભાશયમાંથી પ્રદરનો શ્રાવ થવાથી, જૂથી, તથા સગર્ભાવસ્થાથી થાય છે. પુરૂષ ઇંદ્રિયના ઘર્ષણથી ખરજ શાંત થતી હોવાથી પુરૂષ સંગેચ્છા ઘણી રહે છે. આવા કારણથી કેટલીકને 'વિષયોન્માદ' (Nynphomania) થાય છે. રાત દિવસ પુરૂષ સંગેચ્છા રહ્યા કરે છે, ઉદાસ રહે છે, તથા એકાંતમાં રહે છે. કોઇ સાથે વાત કરતી નથી.

ઇલાજ—(૧) 'શુગરલેડ' ગ્રેન ૧૨; અફીણ ગ્રેન ૧૨; ડિલ્યુટ હાઇડ્રોસ્યાનિક અસિડ' મિનીમ ૨૦; અને 'વેસેલીન' ડ્રામ ૪ ચાર. મિક્સ (મિશ્ર) કરી મલમ બનાવવો અને તે લગાડવો—ચોળવો. (૨) 'કાર્બોલિક એસિડ' ગ્રેન ૨૦; 'ડિલ્યુટ હાઇડ્રોસ્યાનિક ઍસિડ' ડ્રામ ૨; 'ટિંચર ઓપાઇ' ડ્રામ ૪; 'બોરેક્સ' ડ્રામ ૩; અને પાણી ઔંસ ૪. મિશ્ર કરી લગાડવું. (૩) 'ટીંચર આયોડીન'થી એ મટી જાય છે. સ્ટ્રાંગ ટિંચર ન લગાડાય, ગરમ ચીજ માત્ર ન ખાવી. ખાંડ પણ ન ખાવી. પ્રદરના કારણથી કંડુ થયેલું હોય તો 'ગ્લીસરીનમ એસિડી બોરાસી'માં લીંટનો કટકો પલાળીને યોનિમાર્ગમાં ઠાંસી દેવો આમ કરવાથી આરામ થઇ જય જશે.

૨૫. **સ્પર્શાસહ્ય યોનિ**—Vayinsinus. યોનિમાર્ગમાં આંગળી નાંખવાથી તથા પુરૂષ ઇંદ્રિયના પ્રવેશથી અતિ પીડા થાય છે, સંભોગ સુખ લઇ શકાતું નથી.

ઇલાજ—'યુકેન લૅકટેટ' ગ્રેન ૨: તથા 'ઓલીઅમ થીઓબ્રોમા' ગ્રેન ૧૨૦; આ બેની સોગઢી કરી રાતે યોનિમાર્ગમાં ઉંચે ચડાવી દેવી. પાંચથી દશ મિનીટ પછી સંભોગ થઇ શકશે.

સાંકડી યોનિ સબબ સંગ વેળા પીડા થતી હોય તો કાચના યોનિ વિસ્તારક યંત્રથી વિસ્તૃત (પોહોળો) કરવો. પ્રથમ નાનો Dialator

( ડાયલેટર ) દાખલ કરવો, અને હળવે હળવે ચડતા નંબર દાખલ કરી પોહોળો કરવો, દર રાતે એક ડાયલેટર યોનિમાં રાખીને સુઈ રહેવું.

अ. **યોનિ પ્રક્ષાલન**—Irrigation of Vagina યોનિ માર્ગમાં પિચકારી મારવી હોય, કે 'ઇરીગેટર'થી લોશન કે પાણી દાખલ કરવું હોય ત્યારે દરદીએ ચત્તું સૂવું, અને કુલા ( Buttocks ) તળે બે કઠણ ઓશીકાં રાખવાં. તેની નજીક ત્રાંસ રાખવો. પાણીથી ભરેલો ,ડુશકેન ' ( Douche Can ) શરીરથી ૬ ૭ ફીટ ઊંચો ટાંગવો. ડુશ સાથે જોડેલી રબરની નળીના છેડામાંની 'પાઇપ' (Pipr) માંથી થોડુંક પાણી કે લોશન નીકળવા દીધા બાદ, તેલ લગાડીને તેને યોનિ માર્ગમાં દાખલ કરવી. પ્રથમ ગરમ પાણીથી પ્રક્ષાલન કીધા બાદ, દવાવાળા પાણીથી પ્રક્ષાલન કરવા રિવાજ રાખવો.

ब. **એનીમા** ( બસ્તી–Enema ) ગુદામાં પાણી ચડાવવું તેને બસ્તી કર્મ કહે છે. ગુદામાં પાણી ચડાવવા ટાણે દરદીને ચત્તો સૂવાડી તેના કુલા ( Buttocks ) નીચે ત્રણ કઠણ ઓશીકાં ( Pillows ) રાખવાં. તેલવાળી આંગળાથી ગુદાને પોહોળી કર્યા બાદ, 'પાઇપ' ( Pipe ) ગુદામાં દાખલ કરવીઃ 'પાઇપને' દાખલ કરવા અગાઉ તેલવાળી કરવી જોઇએ. 'પાઇપ' પર તેલ લગાડ્યા બાદ તેમાંથી થોડુંક પાણી બહાર કાઢવું, અને પછી તેને ગુદામાં નાંખવી. આપ ન કરીએ તો હવા–નળીમાંની હવા–ગુદામાં જાય. પાણી એક સરખું ન દાખલ કરવુંઃ થોડી થોડીવારે દાખલ કરવું. 'ડુશકેન' ( Douche Can ) પાંચ ૭ ફીટ ઊંચો ઝાલી રાખવોઃ પેટના ઉદર રસ ત્વચાના સોજામાં, ટાઇફોઇડ ફીવર કેસમાં, તથા મરડાના કેસમાં શરીરથી માત્ર બે કે ત્રણ ફીટ ઊંચો ઝાલી રાખવો. આંતરડાના સ્નાયુ સંકોચનને લીધે એનીમા ( બસ્તી ) દીધા છતાં ઝાડો ન ઊતરે તો અડધાથી એક ઓંસ ' ગ્લીસરીન' નાની પીચકારીથી ગુદામાં દાખલ કરવું.

---

## પ્રકરણ ૩ જું.

### પુરૂષોને થતા ખાસ રોગો.

**નરમ ચાંદું**—Soft Chancre. જંતુથી થાયછે. મલિન સંગ ( Inpure sexual inter course ) પછી થોડે દિવસે ફોડકી દેખાય છે. તે બે ત્રણ દિવસમાં મોતી ( Vesicle ) રૂપ બની જાય છે; અને

ચારથી પાંચ દિવસમાં પરૂ રૂપ થઇ જાય છે. પછી ફૂટે છે. ત્યારે ચાંદું થઈ રહે છે; એ ચાંદું ગોળ હોય છે, અને ઈંદ્રિદના ગમે તે ભાગ પર થાયછે. તેના તળાંનો તથા કિનારીનો ભાગ પોચો હોય છે. માટે આને નરમ ચાંદું કહે છે. સફાઇ રાખવાથી બે ત્રણ અઠવાડીઆમાં રૂઝાઈ જાયછે. ઈંદ્રિયના ફુલના કાંઠા પર, અથવા ઘૂમટા પર ચાંદું કે ચાંદાં થાય છે. ઘૂમટો લાંબો હોય, અને ચાંદું તેના માહેલા ભાગમાં હોય તો સોજો થાય છે. ઘૂમટો સડે છે, તેમાં છિદ્ર પડે છે, અને વખતે આખી ઇંદ્રિય ખરી પડેછે. આને 'પ્રસરતું ચાંદું'—Phagedena કહે છે. કઠણ ચાંદાનું ઝેર પણ નરમ ચાંદાના ઝેરની સાથે દાખલ થયું હોય તો નરમ લાગતું ચાંદું, થોડાં અઠવાડીઆમાં, કઠણ થઈ જાય છે. માટે ડૉક્ટરે ત્રણથી ચાર અઠવાડીઆં સુધી નરમ ચાંદાનો ચોક્કસ અભિપ્રાય ન દેવો જોઇએ. જાંગના મૂળ ( Groin ) ની લિંફ ગાંઠ સૂજી આવે છે; તેને હાથ અડાડી શકાતો નથી; વખતે પાકી આવે છે. માત્ર પરૂ પેદા કરનારા જંતુનું જ શોષણ થયું હોય તો ગાંઠમાં ( બદમાં ) પરૂ થાય છે. પણ ખાસ બેસીલસનું સોષણ થયું હોય તો ગાંઠમાં પરૂ થાય, એટલું જ નહીં પણ એની આસપાસ ચાંદાં થાયછે. એટલે, જાંગના મૂળમાં બીજું નરમ ચાંદું ( soft Chancre ) થાયછે. ચાંદું કઠણ થઇ જાય તો ૪ થી ૬ અઠવાડીએ શરીરમાં દ્વિતીયોપદંસનાં ચિન્હો થાય છે. ઇલાજ—બ્લેકવોશનાં પોતાં મૂકવાં. ઘૂમટો લાંબો હોય તો તેને ચીરી નાંખવો, અને પરૂને માર્ગ આપવો. બદ પાકે તો ઊભો—Vertical કાપ મેલવો. બદને ફરતું ચાંદું હોય તો તેને ફરતી બધી લિંફ ગાંઠ ડિસેક્ટ કરી નાંખવી.

## ઉપદંશ—ટાંકી. ( syphilis ).

આ રોગ વારસામાં ઊતરે છે. તેમ મલિન સંગથી એ થાય છે. એ ચેપી છે. 'સ્પિરોચીટા પેલીડા' નામના જંતુથી થાય છે. એની ૩ સ્થિતિ છે:—(૧) પ્રાથમિક, (૨) દ્વિતીય, અને (૩) તૃતીય પેલીમાં ચાંદું થાય છે. બીજીમાં ચામડી અને શ્લેષ્મ ત્વચાના રોગ થાય છે. ત્રીજીમાં શરીરમાં ગમે ત્યાં 'ગમ્મા'—Gumma—થાય છે. પ્રાથમિક ચાંદું 'ઉત્પત્તિ કર્મ અવયવ' પર થાય છે. વખતે બીજે ઠેકાણે પણ થાય છે. હોઠ, ચેહેરો, ગળાના 'ટૉન્સીલ' પિંડ, હાથની આંગળી, તથા સ્ત્રીના સ્તનની દીંટડી પર પણ પ્રાથમિક ચાંદું થાય છે. પ્રાથમિક ઉપદંશની રસી ચેપી છે. દ્વિતીય ઉપદંશ થયો હોય ત્યારે દરદીનું વીર્થ તથા લોહી ચેપી હોય છે. દૂધ તથા પેશાબ ચેપી નથી હોતાં. એક વાર પ્રાથમિક ઉપદંશ થાય તો બીજીવાર નથી થતો અપવાદ

થોડા જ મલશે. શરીરમાં ઝેર દાખલ થયા પછી દશ દિવસથી આઠ અઠવાડીએ ચાંદું થાય છે. ઘણે ભાગે ચાર અઠવાડીએ થાય છે.

**પ્રાથમિક ઉપદંશ**—Primary syphilis જે ચાંદું થાય છે, તેની કિનારી તથા તળાનો ભાગ ( Base ) કઠણ જણાય છે. તે મણિ-Glance—પર, તેના કાંઠા પાસે, થાય છે; ઘૂમટા પર પણ થાય છે; હેઠલી જીભી ( 'ફ્રીનમ પ્રેપ્યુશીઆઈ' ) પર પણ થાય છે. સ્ત્રીમાં યોનિ ગુરૂઓષ્ઠની માહેલી બાજુએ, 'લઘુ ઓષ્ઠ' પર, 'યોનિલિંગ' પર, તથા 'કમળ' પર થાય છે. યોનિ માર્ગમાં ઘણું કરીને નથી થતું. વંક્ષણ ( Groin ) ની લીંફ ગાંઠ ગઠ્ઠાલી જેવી કઠણ થઇ જાય છે. ચાંદાથી વંક્ષણ લગીની 'લિંફાટિક્સ' ( Lymphatics ) કઠણ થઇ જાય છે. ચાંદાનું તળીઉં બટન જેવું કઠણ લાગે છે. કયારેક ચાંદું નથી પડતું, અને ફોડકી—Papule થાય છે, અને તે ફુટતી નથી. વખતે મૂત્ર માર્ગ ( Urethra ) ની માંહે ચાંદું થાય છે. વંક્ષણની બદ પાકતી નથી. પરૂ પેદા કરનારા જંતુ ચાંદામાં હોય, અગર કઠણ ચાંદાના ઝેરની સાથે નરમ ચાંદાનું ઝેર ભળેલું હોય તો જ વંક્ષણની બદમાં પરૂ થાય છે.

**પ્રસરતુ ચાંદ**—Phagedena ઘૂમટાનો 'સંકોચ' જેને હોય તેને મણિપર કે ઘૂમટાના માહેલા ભાગમાં કઠણ ચાંદું થાય તો તે ફેલાવા સંભવ રહે છે. શિશ્ન તથા વંક્ષણ ( Groin ) ની ગાંઠ સુજી આવે છે, અને સડી જાય છે. ઉપચાર—'બોરીક' પોટીસ લગાડવી. સડેલો ભાગ છૂટો થાય ત્યારે 'બ્લેકવૉશ' કે 'આયોડોફૉર્મ' લગાડવું. જરૂર જણાય ત્યાં ચાકુથી છેદ ( Scrape ) કરી તણાયલા ભાગ નરમ કરવા. ચાંદાને 'સ્ક્રેપ' (Incisions) કરી 'ફ્યુમિંગ નાઇટ્રિક ઍસિડ' લગાડવું; ઘસીને લગાડવું, તરત જ માથે પાણી રેડવું. આ રોગમાં એટલે પ્રસરતા ચાંદામાં પારો ન આપવો.

**નરમ ચાંદાથી કઠણ ચાંદાને ઓળખવાની રીત**—શરૂઆતમાં નરમ હોય તે પાછળથી, બે ત્રણ અઠવાડીએ, કઠણ થઇ જાય છે. આવા કેસમાં પ્રથમી જ બે જાતનાં ઝેર દાખલ થયેલ હોય છે. પ્રથમ કઠણ હોય તે 'ક્ષોભક' દવા લગાડવાથી નરમ જણાય, અને ભૂલ થાય. ચાંદાની સપાટીને 'સ્ક્રેપ' કરીને 'સ્ક્રેપીંગ'ની સૂક્ષ્મદર્શક યંત્રથી પરીક્ષા કરવાથી માંહે 'સ્પીરોચીટા પાલીડા' જંતુ દેખાય તો કઠણ ચાંદું સમજવું. દ્વિતીય અને તૃતીય ઉપદંશની ખાત્રી "વૉસરમેન" રીઍક્શનથી થાય છે.

**બદ**—Bubo. એક અથવા બંને બાજુના વંક્ષણમાંની લીંફ ગાંઠ મોટી

થાય છે, તેને બદ કહે છે. નરમ ચાંદાની બદ પાકી આવે છે. તે બહુ પીડા કરે છે. કોઇવાર એક કરતાં વધારે ગાંઠો પાકે છે, અને વંક્ષણમાં ખાડા થઇ રહે છે. દરદી કેટલીક મુદત લગી ચાલી શકતો નથી. ઇંદ્રિયની જે બાજુ ચાંદી હોય તે જ બાજુએ બદ થાય છે. વચમાં કે બંને પડખે ચાંદી હોય તો બંને તરફ બદ થાય છે. બદ પાકે છે. ત્યારે તાવ આવે છે.

કઠણ ચાંદાની બદ પાકતી નથી, અને પીડા કરતી નથી. બદ થવાનું કારણ ચાંદાનું ઝેર છે. આ ઝેર શોષણ નળીઓ ( લીંફેટિક વેસલ્સ ) વાટે જાંગના મૂળમાંની 'લિંફ ગ્લૅંડઝ'માં પોહોંચે છે. તેથી તેમનો સોજો થાય છે, અને મોટી થાય છે. કઠણ ચાંદાનું વિષ લોહી મારફતે આખા શરીરમાં ફરી વળે છે; અને નરમનું ઝેર જાંગના મૂળમાંની ગાંઠો લગી પોહોંચે છે: એથી આગળ વધતું નથી; એટલે, શરીરમાં ફરી વળતું નથી, અને દ્વિતીય ઉપ-દંશ થતો નથી.

ઇલાજઃ—શરૂઆતમાં ચાલવાની મના કરવી. 'એલૅડોના એકસ્ટ્રેકટ' લગાડી શેક કરવો. 'ટિંચર આયોડીન' ( ફોર્ટ ) લગાડવું. 'પારાનો લેપ' લ-ગાડવો. જળો મૂકવી, પાક પર ચડે તો બબ્બે કલાકે 'બોરીક' પોટીસ રાખવી. પાકે તો ફોડવી. ફોડવા ટાણે કાપ ઊભો–Vertical–મેલવો, અને પછી 'ડ્રેસીંગ' કરવું. ઊભા કાપથી તરત રૂઝાય છે. કઠણ ચાંદાની બદ મૂઢ હોય છે. એના માટે 'લાઇકર હાઇડ્રારજીરી પરકલોરાઇડ', અને 'પોટાસ આયોડા-ઇડ', કરીઆતાની ચામાં દેવાં ગાંઠોની આસપાસ ચાદાં થાય તો ગાંઠો કાઢી નાંખવી.

**દ્વિતિયોપદંશ**—Secondary Syphilis. કઠણ ચાડું થયા પછી આઠ અઠવાડીએ કે ત્રણ માસ પછી ટાંકી શરીરમાં ફરી નીકળે છે. બદનમાં ત્રોડ થાય છે. તાવ આવે છે. લીંફ ગાંઠ સૂજી મોટી થાય છે. તે દુઃખે છે. દરદી પાંડુ રોગી જેવો દેખાય છે. છાતી, પેટ અને હાથના આગલા ભાગપર ચાઠાં નીકળી આવે છે. તે ત્રાંબાના રંગનાં હોય છે. સાદાં હોય, ફોડકી જેવાં હોય, ભીંગડાંવાળાં હોય, પરૂવાળાં હોય, અને ગોળ રૂપીઆ રૂપ હોય. વાળ ખરી પડે છે. નખનાં મૂળ પાકે છે. ગળુ પાકે છે. ગળાના 'ટૉનસીલ' પિંડપર ચાંદાં પડે છે. સ્વર નળી ( Larynx ) નો સોજો થાય છે. હોઠ, જીભ, તથા ગાલના માહેલા ભાગપર ચાંદાં પડે છે. યોનિ તથા ગુદા પર 'કૉન્ડીલોમેટા' થાય છે. શરીરની લીંફ ગાંઠો મોટી થાય છે. ગરદનની પાછલની લીંફ ગાંઠો ખાસ તપાસવા જરૂર રહે છે.

**આંખની કનીનિકા** (Iris) નો સોજો થાય છે. આનો સોજો થાય તો કાલા ડોળાને ફરતી લાલાશ હોય છે. પ્રકાશ સહન થતો નથી. આંખમાંથી આંસુ પડયા કરે છે. કનીનિકાનો રંગ ફરી જાય છે. કીકી ( Pupil ) વાંકી અથવા મંદ હોય છે. કનીનિકા કૃષ્ણમંડળ કે 'સ્ફટિક યવ' (Lens) સાથે ચોટેલી જણાય છે. કનીનિકામાં પીળાશ પડતાં લીંટનાં ટપકાં ( Nodule ) જોવામાં આવે છે. આંખમાં તથા કપાળમાં વેદના થાય છે. એટ્રાપાઇનનું ટીપું નાંખવાથી તથા મોઢું દેવાથી આરામ થાય છે. બેદરકારી બતાવવાથી કીકી બંધ થઈ જાય છે. જોડાણ ( Adhesious ) થઇ જાય છે, અને મોતીઓ ( Cataract ) થાય છે.

**હાડકાનું** પડ ( પેરીઑસ્ટીઅમ ) **સૂજી** ટેકરા ( node ) થાય છે સાંધાના સ્નિગ્ધ પડનો સોજો થાય છે. ' સાઇનોવાઇટિસ ' થાય છે.

**ઉપાય:**—પ્રાથમિક અને દ્વિતીયોપદંશમાં પારો બહુ ફાયદો કરે છે. પ્રાથમિક ઉપદંશના ચાંદા પર ' બ્લૅકવૅાશ ' લગાડવો; ' કૅલોમેલ ' ભરભરાવવો; ' આયોડોફાર્મ ' છાંટવો. પારો પેટમાં પણ આપવો. કેટલાક કહે છે કે, પ્રાથમિક ઉપદંશ હોય ત્યાં લગી પારો ન ખવરાવવો. અમારો મત છે કે ખવરાવવો. પારો અનેક રીતે વપરાય છે:—(૧) પેટમાં ખવરાવાય છે. (૨) સ્નાયુમાં તેની પિચકારી મારવામાં આવે છે. (૩) પારાની ( કૅલોમેલની ) ધુમાડી–fumigation–દેવાય છે. (૪) પારાનો ગલમ કાખ કે વંક્ષણ Groin–માં ચોળાય છે.

**દ્વિતીયોપદંશ** secondary syphilis **ની ચિકિત્સા:**–

(૧) **પારો મોઢેથી દેવાની રીત**—પારો લગભગ બે વરસ સુધી ખવરાવવો જોઇએ. પારો ચાલુ હોય ત્યાં લગી દારૂ ન વાપરવો; બીડી ન પીવી; ગરમ ચીજ માત્ર ન ખાવી; અને કોગળા કરી મોઢું સાફ રાખવું. કોગળા માટે ' ક્લોરેટ ઑફ પોટાશ ' તથા ' કાર્બાલિક ઍસિડ ' વપરાય છે. ' કૅલોમેલ, ' બ્લુપિલ, ' ' હાઇડ્રારજી રાઇકમ ક્રીટા ' ' પ્લમર્સ પિલ ' તથા 'કોરોઝિવ સબ્લીમેટ' અપાય છે. જલદી અસર કરવી હોય તો 'કૅલોમેલ' અથવા ' બ્લુપિલ ' ની ગોળી આપવી. સાથે અફીણ મેળવવું. ' કૅલોમેલ ' ૧ ગ્રેન, અને અફીણ $\frac{1}{2}$ ગ્રેનની ગોળી બનાવી સવાર સાંઝ ગળાવવી. 'બ્લુપિલ' ૨ ગ્રેન અને અફીણ $\frac{1}{2}$ ગ્રેનની ગોળી બનાવી સવાર સાંઝ આપવી જલદી અસર ન કરવી હોય તો 'કોરોઝિવ સબ્લીમેટ' 'હાઇડ્રારજીરાઇકમ ક્રીટા' 'પ્લમર્સ પિલ.' એ ત્રણમાંથી ગમે તે એક આપવું. હાઇડ્રારજીરાઇ

કમ ફીટા' ગ્રેન ૨, અને અફીણ ગ્રેન ૧/૪ ની ગોળી સવાર સાંઝ આપવી. 'પ્લમર્સ પિલ' ગ્રેન ચાર, સવાર સાંઝ આપવી. 'કોરોઝિવ 'સબ્લીમેટ' 'લાઇકર હાઇડ્રારજીરાઇ પરકલોરાઇડ'ના રૂપમાં આપવું. એક ડ્રામની માત્રા આપવી; કરીયાતાના પાણીમાં આપવી.

મોઢું આણવાના હેતુથી 'કલોમેલ' કે 'બ્લુપિલ'ની ગોળી આપતા હો દરમીઆંન દાંતનાં પેઢાં પોચાં જણાય ને હાથની આંગળીથી દાબતાં દુ:ખે તો પારો બંધ કરવો, અને 'કલોરેટ ઑફ પોટાશ' કે 'કાર્બોલિક ઍસીડ' ના કોગળા કરાવવા. પેટમાં 'ક્વીનીન' તથા 'ડિલ્યુટ નાઇટ્રોહાઇડ્રોકલોરિક ઍસીડ' આપવાં. ૧૫ ગ્રેનની માત્રાથી 'કલોરેટ ઑફ પોટાશ' પણ અપાય છે. મોઢું બહુ આવી જાય ને લાળ પડતી હોય તો ૩૦ ગ્રેનનું 'કૉસ્ટીક સોલ્યુશન' લગાડવું,તથા પેટમાં ૧૦ મિનીમની માત્રાથી'ટિંચર બેલૅડોના આપવું ઍન્ટીસ્કૉર્બ્યુટિક મિક્સ્ચર અપાય. 'ઍન્ટીસ્કૉર્બ્યુટિક' મિક્સ્ચરમાં લીંબુનો રસ, સાકર, રમદારૂ, અફીણ તથા ટીંચર સિંકોના કો, પડે છે. કોગળા તો ઝારીજ રાખવા. મૂળા શેરડી તથા પિતાઇ ગાજર બંધ કરવાં. ગરમ ચીજ ન આપવી. મરચાં,રાઇ,મીરી, નાગરવેલનાં પાન, આદું, સુંઠ, મરચાં તેલ, લસણ, ડુંગળી, કાકી, ઇ. ન આપવાં. બીડી તથા દારૂની પણ મના સમજવી. થંડે પાણીએ નહાવું નહીં. ખોરાકમાં ઘઉંની રોટલી, ઘી, સાકર તથા દૂધ ખાવાં. રીંગણા ન ખાવાં. ગરમ વસ્ત્ર પેહેરવાં. શીરો (ચોખાના લોટનો) ખાવો.

મોઢું વળી આવે તે કેડે પારો પાછો શરૂ કરવો. સૂક્ષ્મ માત્રાથી આપવો, અને લગભગ બે વરસ આપતાં રહેવું. 'કંપાઉંડ કેલોમેલ પિલ' (પ્લમર્સ પિલ) ૪ ગ્રેન સવાર સાંઝ દેતાં રહેવું. 'હાઇડ્રાર જીરાઇ કમ ક્રીટા' તથા 'કોરોઝિવ સબ્લીમેટ' પણ આપી શકાય. પારાની દવા લાંબી મુદત લગી એકની એક ન આપવી જોઇએ. ચાર ચાર મહીને બદલાવવી જોઇએ.

કેટલાકને એક ગ્રેન 'કલોમેલ' પેટમાં જવાથી મોઢું આવી જાય છે, આવા દરદી પારાનો લાભ લઇ શકતા નથી.

કેટલાકને પારો પેટમાં આવવાથી હોજરી તથા આંતરડામાં બિગાડ થાય છે, અને તેના પરિણામ તરીકે ઉલટી કે ઝાડો થાય છે. આવો બનાવ બને તો એકદમ પારો બંધ કરવો. આવા દરદીને પેટ તથા આંતરડાં બરાબર થઇ જવા પછી 'પારાનો મલમ' કાખ કે વંક્ષણ Groin માં ચોળાવવો. દરરોજ અડધો તોલો પારાનો મલમ—બ્લુ ઑઇંટમેંટ—કાખ કે

વંક્ષણુમાં પચાવવો. નાનાં બચ્ચાંને આ મલમ ચોળવો ઠીક પડે છે. વીશથી ૬૦ ગ્રેન ચોળવો. મોઢું આવે તો મલમ ચોળવાનું બંધ રાખી કોગળા કરાવવા. કોગળા 'કલોરેટ ઑફ પોટાશ'ના અથવા 'કાર્બોલિક ઍસિડ'ના કરાવવા, એક ઔંશ પાણીએ 'ક્લોરેટ ઑફ પોટાશ ગ્રેન ૫, અને 'કાર્બોલિક ઍસિડ' ગ્રેન ૫ લેવાં. કોગળા માટે પાણી ૮ થી ૧૨ ઔંસ બનાવી આપવું જોઇએ. દેશી લોકો બાવળ તથા બોરડીની છાલના કોગળા કરાવેછે. તેને પાણીમાં ઉકાળાય છે, અને પછી કોગળા તરીકે વપરાય છે. કેટલાક એની સાથે ટંકણખાર, ફટકડી, કે જાયનાં પાન નંખાવે છે. એ પણ મોઢું તરત વાળી દે છે. મોઢું આવેલું હોય ત્યારે દરદીથી બીડીનો ત્યાગ ન થાય તો મોઢું ન વળે. અને વખતે મરણ પણ થાય.

તરતના જન્મેલા બાળકને ટાંકીનાં ચિન્હો જણાય તો 'હાઇડ્રાર્જી રાઇ ક્રમ ક્રીટા' ગ્રેન ½, દિવસમાં ત્રણવાર ૩ ત્રણ રોજ સુધી આપવું. પછી બાળક શરીરમાં મજબુત થાય ત્યાં લગી દરરોજ ૧ વાર ½ ગ્રેનની માત્રાથી આપતાં રહેવું. લગભગ માસ ૬ છ લગી આપતાં રહેવું.

(૨) સ્નાયુમાં પિચકારીથી પારો દાખલ કરવો—આને માટે 'કોરોઝિવ સબ્લીમેટ' વપરાય છે. ½ ગ્રેન 'પરક્લોરાઇડ ઑફ મરકયુરી' (કોરોઝિવ સબ્લીમેટ) ને પાણી (ઉકાયેલું) નાં દશ મિનીમમાં ગાળી, 'હાઇ પોડરમિક' સીરીંજથી કુલા (Buttocks) ના સ્નાયુમાં દાખલ કરાય છે. અઠવાડીઆમાં ત્રણ વાર પિચકારી મારવી.

(૩) 'કૅલોમેલ' ધુમાડો માટે વપરાય છે ૨૦ થી ૩૦ ગ્રેન કૅલોમેલલની ધુમાડી આપવા રિવાજ છે. માતા—small pox—ની માફક ટાંકી ફૂટી નીકળી હોય તો ધુમાડી દેવાય છે. દરદીને ખુરસીપર બેસાડી (નેતરની ખુરસી જોઇએ), ગરદનથી જમીન લગી ધાબળો ઓઢાડી ધુમાડી દેવી: 'મરકયુરીઅલ વેપર બાથ'થી ધુમાડી દેવી.

(૪) પારો કાખ કે બગલમાં ચોળવા અપાય છે. તેને 'ઇનંકશન'—Inunction—કહે છે. કેટલો પારાનો મલમ એ માટે દેવો તથા કેવી રીતે કઇ જગોએ ચોળવો એ વિષે 'મોઢેથી પારો દેવાની રીતનો વિષય' જોવો.

**ટાંકીથી થતાં બીજા દરદોની ટ્રીટમેંટ નીચે લખી છે:—**

**બદન પર થતાં ચાંદાં**—બદનનાં ચાંદા પર લાલ મલમ લગાડવો. ચાંદાંની ભોંય લાલ ન જણાય તો 'લુનર કૉસ્ટીક' લગાડવું. ગળાંનાં,

હોઠનાં, નાકનાં, જીભનાં, તથા સ્વરનળીનાં ચાંદાંને (૩૦) ગ્રેનનું 'કૉસ્ટીક સોલ્યુશન' લગાડવું.

'કૉન્ડીલોમેટા'—આને બે વખત 'ઍન્ટીસેપ્ટિક' લોશનથી ધોવાં, તથા સૂકાં કર્યા બાદ, 'કૅલોમેલ' તથા 'બોરીક ઍસીડ' નું મિશ્રણ ભર ભરાવવું. મોઢાનાં ચાંદાં પીડા કરે તો તેના પર ૧૦ ગ્રેનનું 'ક્રોમીક ઍસીડ સોલ્યુશન' લગાડવું.

હાડકાંના ટેકરા—Nodes—ને શેક, કરવો. બેલૅડોનાનું પ્લાસ્ટર લગાડવું. 'લીનીમેંટ આયોડીન' લગાડવું. ઉંઘ માટે 'ડોવર્સ પાઉડર' ગ્રેન ૧૦ ની પડીકી રાતે સૂતી વેળા લેવા કહેવું. કેટલાક 'બ્લિસ્ટર' મારે છે, તથા બીજા પારાનો લેપ મારે છે. પેટમાં 'ટીંચર સીંકોના કો,' 'લીકર હાઇડ્રારજી રાઇ પરક્લોરાઇડ,' તથા 'પોટાસ આયોડાઇડ' આપવાથી સારો ફાયદો થાય છે. 'પોટાસ આયોડાઇડ' ૧૫ થી ૨૦ ગ્રેનની માત્રાથી દેવું જોઇએ.

સાંધા દુ:ખતા હોય તો 'લીકર હાઇડ્રારજીરાઇ પરક્લોરાઇડ' તથા 'પોટાસ આયોડાઇડ' દેવાં. 'પોટાસ આયોડાઇડ' મોટી માત્રાથી દેવું. સાંધા પર 'એમપ્લાસ્ટ્રમ હાઇડ્રારજીરાઇ' કે 'લીનીમેંટ આયોડીન' લગાડવું.

**આંખની કનીનિકાનો વરમ**—Iritis બંને આંખો સાથે પકડાય તો લીલા રંગનો 'આઇશેડ' (Eye shade) બાંધી રાખવો. એકજ આંખમાં રોગ હોય તો જરૂર નહીં. શરૂઆતમાં જુલાબ દેવો, અને પછી સેંકડે ૧ એક ટકાનું 'ઍટ્રોપીન ડ્રોપ' દિવસમાં ત્રણ વખત નાંખવું. એથી આંખમાં લાલાશ વધે, તથા પોપચાં સૂજી આવે તો ન નાંખવું, અને તેને બદલે 'હાઇડ્રોબ્રોમેટ ઑફ હાયોસીન'નું સેંકડે અડધા ટકાનું ટીપું નાંખવું. બેગ્રેન 'સલ્ફેટ ઑફ ધતુરાઇન' એક ઔંસ પાણીમાં ગાળી તેનાં ટીપાં પણ નંખાય. પીડા શાંત થવા ભમ્મરે, 'એક્સ્ટ્રાક્ટ ઑવ બેલૅડોના' પાણીમાં મેળવી લગાડવો; લમણે બ્લિસ્ટર મારવું; અને લૂગડાના ગોટાથી શેક કરવો. આ રોગમાં સૂકો શેક સારો ફાયદો કરે છે. ઊંઘ માટે 'મૉરફાઇન' તથા 'ક્લોરલ' મિકૂસ (મિશ્ર) કરી દેવાં. 'લાઇકર મારફીઆ' મીનીમ ૨૦ અને 'ક્લોરલ હાઇડ્રાસ' ગ્રેન ૧૦ થોડા પાણી અને શરબતમાં દેવાય.

લીંકનું શોષણ થવા મોઢું દેવું. કૅલોમેલ અને અફીણની ગોળી દેવી. કૅલોમેલ ગ્રેન ૧ તથા અફીણ ગ્રેન $\frac{1}{4}$ ની ગોળી આપવી. આવી ગોળી

ચાર ચાર કલાકે દેવી- દાંતનાં પેઢાં (Gums) હાથની આંગળીના દબાણથી દુઃખે તો તરત બંધ કરવી, અને 'ક્લોરેટ ઑફ પોટાશ'ના કોગળા કરાવવા. આંખ મટી જાય તે કેડે ત્રણ મહીના લગી નાની માત્રથી પારો દેતાં રહેવું. ગફલત થશે તો ફરી આંખ ઊઠી આવશે. મોઢું ઘણું આવી જાય ને ચીકણી લાળ પડયા કરતી હોય તો 'ટીંચર બેલેડોના પાંચ મિનીમની માત્રાથી બબે કલાકે આપતાં રહેવું. ૧ ડ્રામ 'ગ્લીસરીનમ ઍસિડી ટૅનિસી' અને ૧ ઔંસ પાણી મેળવી કોગળા કરાવવા.

ટાંકીની બીજી અને ત્રીજી સ્થિતિમાં 'મલેરીઆ' જેવો તાવ લાગુ પડે તો 'આયોડાઇડ ઑફ પોટાસીઅમ' ૧૫ થી ૨૦ ગ્રેનની માત્રાથી કરીઆતાની ચાની સાથે દિવસમાં ૩ ત્રણ વખત દેવું. ક્વીનીનની કંઈ નહીં થાય.

**તૃતીયોપદંશ**—Tertiary syphilis કેટલાકને તૃતીયોપદંશનાં ચિન્હો થાય છે, અને કેટલાકને નથી થતાં. દ્વિતીયોપદંશ વેળા બરાબર સારવાર થઇ હોય તો તૃતીયોપદંશ ન થાય. આ રોગ સખત ટાંકી થયા પછી ૨૦ થી ૩૦ વરસે પણ થાય છે. ખાસ ચિન્હ ગમ્મા (Gumma) છે. ગમ્મા ચામડીમાં, કપાળે, નાકનાં વીંધ પર તથા હોઠ પર, થાય છે. અંતરાવયવોમાં, એટલે, મગજમાં, ફેફસાંમાં, કલેજામાં, મોઢામાં, જીભમાં, ગળામાં, ગુદામાં, વૃષણમાં અને સ્વર નળીમાં પણ ગમ્મા થવા સંભવ છે.

**ચામડીનાં ગમ્મા**—Gumma—(૧) સોજો થઇ ચાંદું પડે છે. (૨) તેની કિનારી ચાકુથી કોતરેલી જણાય છે. (૩) તેની મર્યાદા (outline) ગોળ હોય છે. (૪) તેના હેઠલા ભાગમાં 'વૉશ લેધર' જેવું 'સ્લફ' હોય છે. (૫) ઉપદંશના ઇલાજથી મટી જાય છે, અને પાછાં થતાં નથી. (૬) રૂઝાઈ જવા બાદ ડાઘ (scar) રહે તે પાતળા, ચોંચા, અને સફેદ હોય છે. લાંબે દહાડે ચાંદું રૂઝાય તો તેને ઠેકાણે ટપકાં ટપકાં જેવી હદ થઈ રહે છે.

**ટાંકીનું લુપસ**—syphilitic Lupus. હોઠ, કપાળ, તથા નાકનાં વીંધ પર થાય છે. આમાં ઘણો ભાગ ખવાઇ જાય છે.

**અંતરાવયોમાં ગમ્મા**—Gumma in internal organs. શરીરના માહેલા અવયવોમાં ગમ્મા થાય છે. કલેજું, ફેફસાં, મગજ, મોં, જીભ, ગળું, ગુદા, વૃષણ, તથા સ્વરનળી એ રોગને પાત્ર છે. ફેફસાંમાં થાય તો ક્ષય થાય છે. કલેજામાં થાય તો તેનો સંકોચ (Cirrhosis)

થાય છે. માથામાં થાય તો તે દુઃખે છે, લકવો થાય છે, અપસ્માર થાય છે, દિવાનાપણું થાય છે. હાડકાં પર થાય તો તે સડે છે. પગનાં તથા માથાનાં હાડકાં સડે છે. નાકનાં હાડકાં ખરી પડે છે. તાળવામાં વીંધ થાય છે.

**ભવિષ્ય કથન**—Prognosis. રોગ થાય અને તરતજ દવા થાય તો પરિણામ સારૂં આવે. શરીરની ખાસીયતને લીધે પારો તથા 'પોટાસ આયોડાઇડ' દરદીને માફક ન પડે તો ભવિષ્ય નઠારૂં સમજવું. દરદીને "ટ્યુબર્ કયુલોસીસ" રોગ હોય અથવા તે દારૂ પીતો હોય તો પરિણામ નઠારૂં સમજવું. કવચિત ટાંકીની બીજી સ્થિતિમાં સ્વરનળીનો શોથ થવાથી મોત થાય છે. ત્રીજી સ્થિતિમાં કલેજાના, મગજના, કરોડ રજ્જુના, તથા સ્વરનળીના રોગથી મોત થાય છે.

**રોગનું મટવાપણું**—Curability of Disease. બરોબર ઉપચાર થાય તો સેંકડે નેવુ ટકાને ત્રીજી સ્થિતિ નથી થતી

**ઉપચાર**—'ગમ્મા' માટે 'પોટાસ આયોડાઇડ' ૫ પાંચ ગ્રેનની માત્રાથી શરૂ કરી ૨૦ વીસ ગ્રેન લગી વધારવું. તેની સાથે ૧૫ મિનીમ 'સ્પિરિટ એમોનીઆ એરોમેટિક' દીધું હોય તો સારો ફાયદો થાય. આ દવા મોકળા પાણીમાં આપવી જોઇએ. શરૂઆતમાં કોડકી, તથા શરદી થશે. 'પોટાસ ઓયોડાઇડ'ના માત્રા વધારવાથી મટી જશે. આમ થતાં દવા ફેરવવીજ પડે તો 'સોડા આયોડાઇડ' દેવું. એકલા આયોડાઇડથી તૃતીય ચિન્હો નાબુદ થાય છે, પણ ટાંકી મટતી નથી. એ તો પારાથીજ મટે છે. માટે હંમેશાં એની સાથે 'પરકલોરાઇડ ઓફ મરક્યુરી' (રસકપુર) દેવું, અને ચિન્હો (ઉપદંશનાં) નાબુદ થઈ જાય તે પછી ત્રણ મહીના લગી દેવું.

**સ્થાનિક ઉપચાર**—Local Treatnent. તૃતીયોપદંશનાં ચાંદાં પર 'વાહીટ પ્રેસીપીટેટ'નો મલમ લગાડવો. હાડકું સડે તો તે કાઢી નંખાવવું.

**પરણવાની રજા**—બે વરસ લગીમાં ટાંકીનાં ચિન્હો ન જણાય તો પરણવાની રજા દેવી.

**પ્રમેહ**—Gonorrboea. આ દરદ મલિન સંગથી થાય છે. જે સ્ત્રી સાથે ઘણા પુરૂષોનો સંગ થાય તેનાથી ચેપ લાગે છે. મૂત્ર માર્ગની શ્લેષ્મ ત્વચાને ચેપ લાગે છે. આના શ્રાવમાં જંતુ જોવામાં આવે છે, તેને 'ગોનોકોક્સ' કહે છે.

આને મૂત્રમાર્ગના સાદા સોજાથી ઓળખવો જોઈએ, મૂત્રમાર્ગનો

સોજો ગરમ ચીજથી થાય છે, તથા એના સ્રાવમાં 'ગોનો કોકસ' જંતુ નથી હોતા. એના માટે 'આલ્કલીઝ' તથા 'હાયોસ્યામસ' આપવાં 'યુરોટ્રોપીન' દેવું. રેચ દેવો ગરમ ચીજ બંધ કરવી.

**ખરા પ્રમેહનાં ચિન્હ:**—ચેપ દાખલ થયા પછી એકથી પાંચ દિવસમાં ચિન્હો થાય છે. પ્રથમ ઇંદ્રિયના આગલા ભાગ પર ખરજ થાય છે. તેનું મોઢું સુજી લાલ થાય છે. તે ખુલ્લું રહે છે. તેને દાબવાથી પરૂ દેખાય છે. પાછળથી ઘણું પરૂ વહે છે. રંગે તે પીળું હોય છે. ઘાટું પણ બહુ હોય છે. વારંવાર પેશાબ કરવાની હાજત થયાં કરે છે. તે થોડો થોડો ઊતરે છે. તથા બહુ બળે છે. તેથી આને 'તણુખીઓ' પરમો કહે છે. તાવ આવે છે. ઇંદ્રિય કઠણ લાગે છે. મનને બેચેની લાગે છે. કોઈ વાર ઇંદ્રિયમાંથી લોહી નીકળે છે. રાતે ઇંદ્રિય વાંકી થઈ જાગૃત થાય છે, અને બહુ પીડા કરે છે. કોઇ વેળાવૃષણરજ્જુ તથા વૃષણનો સોજો થાય છે. પ્રમેહ પ્રથમ મૂત્રમાર્ગ વીંધમાંજ થાય છે. ત્યાંથી પાછળ વધે છે. બેસણી પેરીનિયમ)માં ભાર લાગે છે. કળતર થાય છે. ચેપ પાછળ વધે તો 'પ્રોસ્ટેટ' ગાંઠ, મૂત્રાશય, વૃષણ તથા વૃષણ રજ્જુનો સોજો થાય છે. વીર્યાશયનો પણ સોજો થાય છે.

શિશ્ન (Penis)માં કોઇવાર ચાંદી પડે છે. તેથી મૂત્રમાર્ગમાંથી પરૂ વહે છે. આને પરમો સમજવો નહીં. ચાંદી મૂત્રમાર્ગના મોઢામાં હોય છે. તેથી મૂત્રમાર્ગ મુખમાં દેખાય છે. પાછલા ભાગમાં હશે તો ચાંદાવાળો ભાગ આળો તથા કઠણ જણાશે.

પરમાનાં સખ્ત ચિન્હો ૧૦ થી ૧૫ દિવસ ચાલે છે. પછી તે નરમ પડે છે. પરૂ ઘાટું હોય તે પાતળું તથા સફેદ થાય છે. બળતરા તથા વેદના કમી થાય છે, અને બીજાં બે ત્રણ અઠવાડીઆમાં મટી જાય છે. મટી ન જાયં ને સફેદ રસી નીકળ્યા કરે તો જૂનો પરમો (Gleet) કહેવાય છે. આ જૂનો પરમો મટતાં મહીના લાગે છે. મટે ને ગરમ ચીજથી પાછો થાય અને મૂત્રગાંઠ (stricture of urethra) થાય છે. દૂધ પીવાથી જૂનો પરમો થઇ આવે છે; સફેદ રસી નીકળવા માંડે છે,

**સંકર રોગ**—Complications:—બદ, મસા, ઘૂમટાનું સુજી આવવું, ઘૂમટાનો ઉર્ધ્વ સંકોચ, પ્રોસ્ટેટ ગાંઠનો સોજો, મૂત્રાશયનો સોજો, વૃષણનો સોજો, મૂત્રાવરોધ (retention of urine), કછોટાનું ગડ, સાંધાનું પકડાવું, આંખનો વરમ (સોજો)થવો અને સેપ્ટીસીમીઆ (septicsemia).

**તીવ્ર પ્રમેહનો ઇલાજ**—શરૂઆતમાં જુલાબ આપવો. દરદીએ બિછાનામાં રહેવું, અને વૃષણ તથા ઇંદ્રિયને ઝોલી (suspensory Bandage) માં રાખવાં. ગરમ પાણીમાં બેસવું. ગરમ ચીજ ન ખાવી. મીરી, મરચાં, આદુ, સુંઠ, ગોળ, તેલ, હીંગ, ખજુર, દહીં, રાઇ, બાજરો, દારૂ, ગરમરનું અથાણું, ઈ, ન ખાવાં. 'એન્ટીસેપ્ટિક ગૉઝ'ની પેડ બાંધી રાખવી, અને તે લંગોટ માફક બાંધવી. 'કૉટનવુલ'ની પેડ પણ બંધાય. પૅડ પરૂથી ભરાઈ જાય કે તરત બદલાવવી. પેશાબ વેળા થતી બળતરા ઓછી કરવા માટે 'આલ્કલીઝ' દેવાં. નીચેનું મિક્સ્ચર દેવું. 'પોટાસ ઍસીટસ' ડ્રામ ૬; 'પોટાસ સાઇટ્રસ' ડ્રામ ૬, 'સોડા બ્રોમાઇડ' ડ્રામ ૬; 'ટિંચર હાયોસ્પામસ' ડ્રામ ૮; 'સ્પિરિટ ઇથર નાઇટ્રોસાઈ' ડ્રામ ૮; અને પાણી ઔંસ ૬. મિશ્ર કરી તેમાંથી ડ્રામ ૨ બે બબે કલાકે થોડા પાણી સાથે આપતાં રહેવું. રાતમાં ઇંદ્રિય જાગૃત થવાથી પીડા થાય તો તે શાંત કરવા તેના પર થંડું પાણી રેડવું. ઇંદ્રિયપર 'એકસ્ટ્રેક્ટ બેલૅડોના' પાણીમાં મિશ્ર કરી લગાડવું. અફીણ તથા બેલૅડોનાની સોગઠી ગુદામાં રાખવી, અફીણ ગ્રેન ૩ અને 'એકસ્ટ્રેક્ટ બેલૅડોના' ગ્રેન ૧ની બનાવવી અફીણ ગ્રેન ½; કપૂર ગ્રેન ૩; અને એકસ્ટ્રૅક્ટ બેલૅડોના ગ્રેન ⅛ ની ગોળી પેટમાં ખવાય. રાતે સૂવા ટાણે લીધી હોય–ખાધી હોય–તો રાતમાં ઇંદ્રિય જાગ્રત ન થાય. દૂધ પીવું નહીં; અનાજમાં ખાવું પીવાથી રસી થાય છે.

'પીળા રંગની રસી–પરૂ–ઇંદ્રિયમાંથી નીકળતી હોય ત્યાંલગી સ્ત્રી સંગ છોડી દેવો.' આ સુચના ધ્યાનમાં નહીં લેવાય તો સ્ત્રીને ચેપ લાગશે.

જૂના પરમા (Gleet)માં નીચેની દવાની પિચકારી મારવી. સવાર સાંઝ, પેશાબ કરીને, ચાર કે છ ડ્રામની પિચકારી મૂત્રમાર્ગમાં મારવી. પિચકારી કાચની લેવી. પિચકારી માર્યા બાદ થોડીવાર પેશાબ ન કરવો જોઇએ 'સલ્ફેટ ઑફ ઝીંક' ગ્રેન ૧૨; બોરીક એસીડ ગ્રેન ૩૦; 'હાઇડ્રૅસ્ટીસ' ડ્રામ ૬; ગુલાબજળ ઔંસ ૬; લઇ લોશન બનાવવું. આમાંથી ચારથી છ ડ્રામની પિચકારી મારવી. આરામ થઇ જવા પછી પાંચેક રોજ મારવી.

**પિચકારી મારવાની રીત**—પિચકારીની અણી એક ઇંચ જેટલી મૂત્રમાર્ગમાં નાંખવી. તેને ડાબા હાથની પેહેલી આંગળી તથા અંગોઠાથી દાબવી. દબાણ બાજુએથી કરવું; ઉપર નીચે ન કરવું. ઉપરનીચે દાબવાથી ઇંદ્રિયનું મોઢું ઉલટું ખુલ્લું થશે, અને પ્રવાહિ બહાર વહી જશે. પિચકારીની અણીને ઉપર મુજબ ડાબે હાથે પકડવી, અને તેજ વેળા જમણા-

હાથથી તેના દાંડાને દાબવો-દાંડો દાબવાથી દવા અંદર જશે. બે મિનીટ રહીને, ડાબા હાથનું દબાણ (ઇંદ્રિય પરનું) મૂકી દેવું, અને પિચકારી બહાર કાઢી લેવી. મૂત્રમાર્ગના સ્થિતિસ્થાપકપણાને લીધે તરતજ દવા બહાર નીકળી પડશે. ફરી લખું છું કે પિચકારી પેશાબ કીધા બાદ મારવી, અને મારીને થોડી વાર લગી પેશાબ ન કરવો. જો તરત પેશાબ થાય તો દવાની અસર ઓછી થઇ જાય

૧ ઇંદ્રિયના ઘૂમટાનો તથા ફુલનો સોજો-ઘૂમટાનો સંકોચ થઈ જાય તો ચઢું પડે. સંભાળ ન લેવાય તો ઘૂમટો સડી જાય. ઇલાજ—સફાઇ રાખવી. લેડલોશન લગાડવું ફુલ અને ઘૂમટાની વચ્ચે ગ્લીસરીન તથા ગરમ-પાણીની પિચકારી મારવી, આરામ ન થાય તો ઘૂમાટાની તળેથી 'ડાયરેક્ટર' નાંખી, ફુલના કાંઠા લગી લઈ જઈ, તે મારફતે અણીઆળી 'બિસ્ચુરી' દાખલ કરી તે વડે (ઘૂમટાને) ચીરી નાંખવો અને બેઉ છેડા કાતર વડે કાપી કાઢવા.

૨. ઘૂમટાનો ઉર્ધ્વ સંકોચ—Paraphimosis. સાંકડા ઘૂમટાને પરાણે ફુલની ઊપર ચડાવવામાં આવે તો તેનો ફાંસો થાય છે.

ઈલાજ—બેઉ હાથની પેહેલી તથા બીજી આંગળીથી શિસ્નને પકડી બે હાથના અંગુઠાના દાબથી ફુલને દાબી સોજો કમી કરવો; તેજ વેળા ઘૂમટાને ફુલથી નીચો ઊતારવો. ન ઉતરે તો જ્યાં ફાંસો (Constriction)હોય ત્યાં $\frac{1}{2}$ ઇંચ જેટલો બિસ્ચુરીથી કાપ મેલવો. તરત ઘૂમટો નીચો ઊતરી આવશે. સંકોચ શિસ્નમણિ (ફુલ) ની પાછળ નથી હોતો, પણ સૂજેલા ઘૂમટાની શ્લેષ્મ ત્વચાની પાછળ હોય છે.

૩. ઘૂમટાનો સંકોચ—Phimosis દરદી ફુલને ઊઘાડી શકતો નથી. જન્મથી. (Congenital) સંકોચ હોય તો ઘૂમટામાં સોઇ જાય તેવું વીંધ હોય છે. આને "કુઇઆરો" કહે છે. પેશાબ કરતાં બળતરા થાય છે. લાંબે દહાડે ઘૂમટો ફુલની સાથે ચોટી જાય છે. ટાંકી તથા પ્રમેહથી એ ઘૂમટાનો સંકોચ થાય છે. આને 'પાછળથી થતો' (acquired) સંકોચ કહે છે. સુનત કરાવાય નહીં તો એમાંથી આગળ જતાં વડ-Cancer થાય, અને પરિણામે મોત થાય.

ઇલાજ—પ્રથમ 'લેડ લોશન' દેવું. સોજો ઊતર્યા બાદ ઘણું કરીને સંકોચ મટી જશે. ન મટે ને ઘૂમટાથી બધું ફુલ ઢંકાયલું ન રહેતું હોય તો તેની તળેથી 'ડાયરેક્ટર' નાંખીને ચીરી કાઢવો; પણ ઘૂમટો ઘણો લાંબો

હોય તો સુનત કરવી જોઇએ. સુનત થઇ રહ્યા બાદ નાનું બાળક હોય તો ટેભાની જરૂર ન રહે; પણ મોટો જવાન માણસ હોય તો થોડે થોડે અંતરે ૫ પાંચ ટેભા દેવા. પછી 'કાર્બોલિક લોશન ( ૧–૪૦ ) ની ડ્રેસીંગ ભીનીને ભીની રાખવી; એથી થોડા રોજમાં રૂઝવળી આવશે. મોટા માણસને રાતમાં ઇંદ્રિય જાગૃત થાય તો 'બ્રોમાઇડ ઓફ પોટાસીઅમ' ગ્રેન ૩૦ ત્રીસ સૂવા ટાણે પાણી સાથે દેવો.

૪ કૉર્ડી ( Chordee ) રાતે ઉંઘમાં ઇંદ્રિય જાગૃત થઇ પીડા કરે તેને આ નામ આપવામાં આવે છે. ઇલાજ ½ ગ્રેન 'મૉરફાઇન'ની સપૉઝીટરી ગુદામાં રાખી સૂવું. આમ કરવાથી રાતે ઇંદ્રિય જાગૃત નહીં થાય. ઇંદ્રિયપર બે શેર થંડુ પાણી ધાર કરી રેડવાથી ઇંદ્રિય શિથિલ (થંડી) થઇ જશે અને પીડા બંધ થઇ જશે, એકસ્ટ્રાકટ ઑફ બેલેડોના' પાણીમાં મેળવી ઇંદ્રિયપર લગાડવાથી પીડા મટી જશે, અને ઈંદ્રિય શિથિલ ( થંડી ) પડી જશે.

**૫ વૃષણ તથા ઉપવૃષણનો સોજો**—Orchitis and Epididymitis. પ્રમેહનો ચેપ પાછળ વધવાથી આ રોગ થાય છે. બંને ઉપવૃષણનો વરમ થાય તો દરદી પ્રજોત્પત્તિ કરી શકતો નથી. વૃષણમાંથી વીર્યને નીકળવાનો રસ્તો ન મળે તેથી પ્રજા ન થાય.

**ચિન્હ**—વૃષણ સૂજી મોટો થાય છે. હાથના સ્પર્શથી દુઃખાવો થાય છે; વૃષણ કોથળી ( સ્ક્રોટમ ) લાલ જણાય છે; પેડુ તથા કમ્મરમાં ખેંચ તથા વેદના થાય છે; થોડો તાવ હોય છે; ઉલટી થાય છે; અંદર ' જળનો જમાવ ' ( હાઇડ્રોસીલ ) થાય તો સોજો ઘણો થાય છે.

**ઇલાજ**—સ્ત્રી સંગ દરદ મટે ત્યાં લગી ન કરવો; કેમકે એથી વરમમાં વધારો થાય છે, અને જીદગી પર્યંત વરમને લીધે વૃષણ સૂજેલો રહે છે

લગભગ ૨૧ રોજ બ્રહ્મચર્ય પાળવું. ગરમ પાણીનો શેક કરવો. વિલાયતી મીઠાંનો જુલાબ લેવો. પેટમાં ' વિલાયતી મીઠું ' ડ્રામ ૧ તથા ' વાઇનાઈ ઍન્ટીમની ' મીનીમ ૨૦ ચાર ચાર કલાકે ત્રણ વાર થોડા પાણીમાં દેવાં. 'એકસ્ટ્રાકટ બેલેડોના' પાણીમાં મેળવીને વૃષણ પર લગાડવો. ખોરાક તરીકે કાંજી પીવી. સોજો તથા વેદના મટી જવા બાદ વૃષણનું કદ નાનું કરવા માટે તેના પર ' રેઝીન પ્લાસ્ટર ' ની ચીપો જોરથી વીંટવી. થોડા રોજમાં દબાણને લીધે વૃષણ નાનો થઈ જશે અને ચીપો ઢીલી થઇ જાય એટલે ઉતારી નાંખવી, અને બીજી નવી લગાડવી. આમ બે ત્રણ વાર કરવાથી વૃષણનું કદ કુદરતી થઈ જશે.

**૬. મૂત્રાશયનો સોજો** (તીવ્ર). Acute inflammation of Bladder—આને 'સિસ્ટાઇટિસ કહે છે. ચિન્હઃ—પેડુમાં વેદના થાય છે; હાથનો સ્પર્શ કરી શકાતો નથી; પેશાબ થોડો ઉતરે છે; પેશાબ કરતાં જોર કરવું પડે છે, તથા બળતરા થાય છે; પરૂ નીકળે છે; તાવ આવે છે; ઝાડે ફરતી વેળા ગુદામાં વેદના થાય છે. આરામ થઇ જવા છતાં મૂત્રાશયની ક્ષુબ્ધતા રહી જાય છે. ઝેર ( sepsis ) મૂત્રપિંડને અસર કરે તો લોહી-વિકાર ( બ્લડપૉઇઝનીંગ ) થઇ મોત થાય. કેટલાક કેસમાં મૂત્રાશયની દિવાલ સડી જાય છે.

**ઇલાજ**—દરદીએ બિછાનામાં રહેવું; શેક કરવો; જવનું પાણી પીવું: પીવાય તેટલું પીવું; કાંજી ખાવી; આલ્કલીઝ તથા ટીંચર હાયોસ્યાયસ મિક્સ્ચર બનાવી લેવાં. વેદના શાંત કરવા માટે $\frac{1}{6}$ ગ્રેન 'મોરફાઇન' ની ગુદામાં 'સપૉઝીટરી' રાખવી. 'ઍન્ટીસેપટિક' તરીકે, ૧૦ દશ ગ્રેનની માત્રાથી 'યુરોટ્રોપીન' દિવસમાં ૩ ત્રણ વાર દેવું. પેશાબ ગંધાતો હોય તો મૂત્રાશયને બોરીક લોશનથી ધોઇ નાંખવો. એક ઔંસ ગરમ પાણીમાં ૫ ગ્રેન બોરીક ઍસીડ નાંખવું, અને તેથી ધોવું. મતલબ કે એ પ્રમાણે લોશન કરવું. ૫૦૦૦ ભાગ પાણીના અને 'પરક્લોરાઇડ ઓફ પરક્યુરી'નો ૧ ભાગ લઇ લોશન બનાવી તેથી મૂત્રાશય ધોવો.

દીર્ઘ વરમ મૂત્રાશયનો હોય ત્યારે કોપૈબા દેવું. પેશાબનો ધર્મ ( reaction ) આમ્લ (acid) હોય તો 'વૅક્સીન' ટ્રીટમેંટ કરવી.

**૭. મસા**—Vegetations. પ્રમેહને લીધે મસા થાય છે. મણિ કે ઘૂમટાનો સોજો થવાથી એ થાય છે. રસી બહાર ન નીકળે અને ઘૂમટાના માંહે ભરાઇ રહે તો મસા થાય. ફુલના કાંઠા પર તથા જીભી ( ફ્રીનમ ) પર થાય છે. મૂત્ર માર્ગના વીંધની આસપાસ પણ થાય છે. મોટા અને ઘણા હોય તો ભૂલથી અર્બુદ મનાય છે. પણ, પ્રમેહની હિસ્ટરીથી, તળીઆ(base) ની પોચાઇથી, તથા કાપી કાઢ્યા બાદ પાછળ તંદુરસ્ત શ્લેષ્મ ત્વચા જોવામાં આવવાથી વડ (અર્બુદ) ન હોવાની ખાત્રી થાય છે.

ઇલાજ—કાતરથી કાપી નાંખી તરત જ 'લુનર કૉસ્ટીક' લગાડવું. બહુ ઝીણા તથા છુટા છવાયા હોય યો કૅલોમેલનો મલમ લગાડવો. ૧ ઔંસ વૅસેલીન અને ૩૦ ગ્રેન કૅલોમેલ લઇ બનાવવો.

**૮. સાંધાના દુઃખાવા માટે** પાંચ ગ્રેનની માત્રાથી 'પોટાસ આયોડાઇડ' કરીઆતાની ચા સાથે આપવો; દિવસમાં ત્રણવાર આપવો.

૯. મૂત્રગાંઠ—stricture of urethra પેશાબને બહાર નીકળવા-ના માર્ગમાં કોઈ પણ જગોએ સંકોચ હોય તેને મૂત્રમાર્ગ સંકોચ કહે છે. આની ત્રણ જાત છે:—( अ ) સ્નાયુ જન્ય, (ब) રક્ત સંચયજન્ય, અને ( क ) રચના વિકારી ( organic ).

( अ ) **સ્નાયુજન્ય**—spasmodic. સ્નાયુ સંકોચાવા સબબ માર્ગ બંધ થાય છે. બીજા ત્રણપ્રકારની મૂત્રગાંઠ સાથે આવો સંકોચ થાય છે. શરદીથી, ગરમ ચીજથી, તથા શસ્ત્રક્રિયાથી થાય છે.

**ब. રક્તજન્ય**—Congestive. પ્રમેહથી મૂત્રમાર્ગની શ્લેષ્મત્વચા સૂજી જવાથી થાય છે. થોડો સંકોચ હોય તો પેશાબની ધાર ઝીણી આવે છે, અને વધારે સંકોચ હોય તો પેશાબ ટીપે ટીપે ઉતરે છે. પેશાબ કરતાં જોરૂ કરવું પડે છે. તદ્દન બંધ થઇ જાય તો, જોર કરવા છતાં, પેશાબ ઉતરતોજ નથી.

ઈલાજ—ખાટા તથા તીખા પદાર્થ ન ખાવા. પેડુ પર શેક કરવો. પગો બહાર રાખી, કટી સ્નાન કરવું. ૧૦ ગ્રેન ડોયર્સ પાઊડર થોડા પાણીમાં દેવો. સાઠ મિનીય ' ટિંચર opii ઓપાઇ 'ની ચોખાના લોટમાં સોગડી બનાવી ગુદામાં રાખવી. આટલા ઈલાજ કર્યા છતાં પેશાબ ન છૂટે તો જવનું પાણી પાવું, સોડાવોટર દેવું; છેલ્લે, કેથેટરથી પેશાબ કાઢી લેવો. ડૉક્ટરે પોતાના હાથ ગરમ પાણી તથા સાબુથી ધોયા બાદ, ઘૂમ-ટાને તથા ફૂલને ' ઍન્ટીસેપ્ટિક ' લોશનથી ધોવાં; અને પછી સળી દાખલ કરવી. સળીને સ્પિરિટ લૅમ્પ પર ગરમ કર્યાબાદ, તેલ લગાડીને દાખલ કરવી. ૮ મા કે ૧૦ મા નંબરની સળી વડે પેશાબ કાઢવો.

**સળી દાખલ કરવાની રીત**—દરદીને ચિત્તો સુવાડી, તેના પગો ઢીંચણેથી વળાવી ઉભા રખાવવા ડૉક્ટરે દરદીની ડાબી બાજુએ ઉભી, જમણા હાથમાં પકડેલી સળીને દરદીના ડાબા પડખા પર રાખીને મૂત્રમાર્ગ વીંધમાં ધીમેથી દાખલ કરવી. ડાબે હાથે ઇંદ્રિયને પકડીને જમણે હાથે સળી દાખલ કરવી. તે દાખલ થતી જાય તેમ જમણા હાથને દરદીના પેટ પર મધ્યભાગ લગી લઇ જઈ, તેને હળવે હળવે ઉપાડવો. આમ કરવાથી સળી ઉભી થતી આવશે, તથા મૂત્રમાર્ગમાં દાખલ થતી જશે મૂત્રમાર્ગ પોહોળો હશે તો તે સહેલાઇથી દાખલ થઈ જશે. સળી બહાર કાઢવાટાણે તેના મોઢાપર આંગળી દાબવી અને પછી કાઢવી. ગફલત કરવાથી તેમાંનો પેશાબ દરદીનાં કપડાં પર પડશે અને તે બગડશે.

**ક.રચનાવિકારી સંકોચ**—Organic sticture બેસણી પર લાત કે ધા વાગવાથી મૂત્રમાર્ગને ઇજા થાય તો આવો સંકોચ થાય પણ ખાસ કારણ તો જૂનો પરમો છે.

ચિન્હો—જેમ લાંબી મુદત થઇ હોય તેમ સંકોચ વધારે હોય, અને ચિન્હો પણ વધારે હોય. પ્રથમ પેસાબની ધાર ઝીણી આવે છે, તે કરતી વેળા જોર કરવું પડે છે, પેશાબ વારંવાર કરવો પડે છે, જોર કરવાથી હરસ થઈ આવે છે, અને આમણ પણ નીકળે છે. કમ્મર દુઃખે છે, પેશાબ થોડોક પાછળ રહી જાય છે, રફતે રફતે પેશાબ કરતી વેળા બહુ બળ કરવું પડે છે, કયારેક પેશાબ તદ્દન બંધ થઇ જાય છે, સંભોગ વેળા વીર્ય સ્ખલિત થતું નથી, ને તે થઈ રહ્યા બાદ, ઇંદ્રિય શિથિલ (થંડી) થાય ત્યારે, ટીપે ટીપે ઝરી નીકળે છે. વીર્ય યોનિમાર્ગમાં ન પડવા સબબ પ્રજા થતી નથી. મૂત્રમાર્ગની ગાંઠ (સંકોચ)ની પાછળનો ભાગ પોહોળો થઈ જાય છે, તે પાકે છે અને ગડ થાય છે. તેના ફુટવાથી કછોટામાં નારૂં થાય છે, મૂત્રાશયનો દાહ થવાથી તેની દિવાલ જાડી થઇ જાય છે, પેશાબમાં શ્લેષ્મ જાય છે, છેવટે મૂત્રપિંડનો વરમ થાય છે, તાવ આવે છે, ને દરદી ગળતો જાય છે. ૮ કે ૧૦ નંબરની સળી દાખલ ન થાય તો સંકોચ સમજવો.

ઇલાજ—ગરમ ચીજ ન ખાવી. આનો ઇલાજ યાંત્રિક પ્રસારણ. એટલે સળીથી માર્ગ પોહોળો કરવો પ્રથમ ઝીણી, પછી જાડી સળી દાખલ થશે. બારમા નંબરની સળી દાખલ થાય ત્યારે મૂત્રમાર્ગનો સંકોચ દૂર થયો એમ સમજવું. પછી દર મહીને એકવાર દાખલ કરતાં રહેવું. તેમાં ગફલત થશે તો ફરીથી સંકોચ થઈ આવશે.

**સ્ત્રીનો પ્રમેહ**—સ્ત્રીને પ્રમેહ યોનિમાં, મૂત્રમાર્ગમાં, કે યોનિમાર્ગમાં થાય છે. આ ત્રણમાંથી એકને ચેપ લાગવાથી બીજાને લાગે છે, કેટલાંક કારણોને લીધે પુરૂષ કરતાં સ્ત્રીમાં આ રોગ થોડો જોવામાં આવે છે, શરૂઆતમાં પારદર્શક રસી નીકળે છે, પાછળથી શ્લેષ્મ તથા પરૂ નીકળે છે, દરદ જોરમાં હોય ત્યારે નરૂં પરૂ નીકળે છે. રસી યોનિમાર્ગની હોય તો ખાટી અને પુષ્કળ હોય છે.

યોનિમુખને ચેપ લાગેલ હોય તો ગરમી જણાય છે, ખરજ આવે છે, તથા તેના હોઠો સૂજી ગયેલા હોય છે. સ્ત્રીને બહુ પીડા થાય છે.

યોનિમાર્ગને ચેપની અસર થાય તો ગર્ભાશય ગ્રીવા (કમલ)ને ચેપ

લાગેજ. આમ થાય છે ત્યારે સ્ત્રી જીંદગીભર વંધ્યા રહે છે.

ઇલાજ:—' એન્ટીસેપ્ટિકક ' લોશનથી યોનિમાર્ગને કુશ કરવો, આના માટે લીસોલ લોશન વાપરવું. પોટાસ પરમેંગનાઝ લોશન વાપરવું. લીસોલનું લોશન ૧: ૨૦૦૦ પ્રમાણનું વાપરવું. બોરીક લોશન પણ વપરાય. ૧ ઔંસે પાંચગ્રેનનું વાપરવું. પોટાસ પરમેંગનાઝ લોશન વાપરવું હોય તો ૨૦ ઔંસ પાણીમાં ૧૦ ગ્રેન નાંખવું. બહારલા ભાગોને ગરમ ' આરગીરૉલ ' લોશનથી ધોવા. સેંકડે ૨૦ ટકાનું બનાવી તે વડે ધોવા. શ્રાવ ( Discharge ) સોસી લેવા માટે ' એન્ટીસેપ્ટિક ગૉઝ ' લંગોટની માફક બાંધવો. રસીથી પલળી જાય તો બદલાવવો નાની છોડીની યોનિમાં હથીઆર ન નાંખવું. માત્ર બાહ્યોપચાર કરવા. યોનિ પર ખરજ આવતી હોય તો શુગરલેડ, ક્લોરોફોર્મ પ્યુર, તથા રેકટીફાઇડ સ્પિરિટ પાણીમાં નાંખી, લોશન બનાવી લગાડવું.

**અનિચ્છા વીર્યપાત**–Involuantary seminal Discharge or spellnatreboca. વગર ઇચ્છાએ સ્વપ્નમાં કે દિવસે વીર્ય નીકળે તેને અનિચ્છા વીર્યપાત કહે છે. સ્ત્રીને સ્લેષ્મ શ્રાવ ( macous Discharge ) થાય છે. કેમકે, એમને વીર્ય નથી હોતું. દરદીને સ્વપ્નમાં સ્ત્રીસંભોગાભાસ થાય છે, અને વીર્ય નીકળવાની સાથે જાગી જાય છે. શરૂઆતમાં ઝાઝે દિવસે થાય છે. પાછળથી દરરોજ થાય છે. વખતે રાતમાં બે વાર પણ થઇ જાય છે. નબળાઈ જણાય છે, માથું દુઃખે છે, ચિંતા થાય છે, કોઇ મહાન રોગ થયો એવી ભીતિ રહે છે, હાથપગમાં કળતર થાય છે. જેણે અમુક મુદત સુધી હાથથી વીર્યપાત કરેલ હોય અને, પછી કોઇના સમજાવવાથી, તે ટેવ છોડી દીધી હોય તેને આમ સ્વપ્નમાં ધાત જવા માંડે છે.

આગળ જતાં સ્વપ્ન વિના રાતમાં વીર્યપાત થાય છે. ઇંદ્રિય પણ જાગૃત થતી નથી. દરદી ઊંઘમાંથી એકાએક જાગી જાય છે. વીર્ય નીકળતુ હોય તે વેળા જાગી જાય છે. તેને રોકવાનો પ્રયાસ ફોકટ જાય છે. વખતે વીર્ય નીકળી ગયાની ખબર નથી પડતી; અને સવારે નિદ્રામાંથી જાગે છે. ત્યારે પંચીઉં બગડેલું જોય છે. વીર્યના ગોળ તથા ચીકણા ( ગુંદ જેવા ) ડાઘ જોઈ નારાજ થાય છે.

જેમ જેમ દરદ જૂનો થતો જાય છે, તેમ તેમ વીર્ય એક સામટું નીકળતું બંધ પડે છે. તે પાતળું થઇ જાય છે, તથા તેના ગુણમાં ફેર થઇ

જાય છે; છોકરાં પેદા કરવા લાયક નથી રહેતું. છોકરૂં થાય તો તે અલ્પાયુ તથા નબળું થાય. સ્ત્રીસંગ વેળા પ્રવેશ થતાં જ વીર્ય નીકળી પડે છે, અથવા બહુ થોડી વાર ટકાવ થાય છે. આથી સ્ત્રીપુરૂષ બંને નારાજ રહે છે. એકેનું મન રાજી થતું નથી. હસ્તદોષ કરનારી સ્ત્રીને પુરૂષ સંગથી વેદના થાય છે. એક સ્ત્રીને આંચકી થતી એટલે સંભોગ ન થઇ શકતો.

ઝાડો કબજ રહે છે. ઝાડે ફરતી વેળા બળ કરવાથી ઇંદ્રિયમાંથી સફેદ ચીકણું ટીપું નીકળી પડે છે. તે નીકળવા ટાણે સહજ આનંદ વર્તાય છે. આ વીર્ય હોય છે. સૂક્ષ્મદર્શકયંત્રથી તપાસાવવાથી વીર્યનું જંતુ માલમ પડશે. કેટલાકને પેશાબમાં વીર્ય વહી નીકળે છે. કેટલાક સ્ત્રી સંબંધી કલ્પના કરે તો વીર્ય નીકળી પડે છે. બિભત્સ વાતો કરવાથી, સ્ત્રી સાથે ઠઠ્ઠા મશ્કરી કરવાથી, તથા ઘોડા પર સ્વારી કરવાથી વીર્ય નીકળી પડે છે. આને " દિવસે થતો વીર્યપાત " ( Diurnal Emissions ) કહે છે.

આગળ જતાં સ્ત્રી સંગ વેળા તરત ઇંદ્રિય જાગૃત થતી નથી. આનું કારણ વીર્યનો નાશ સમજવું. વીર્ય થોડું નીકળે છે. એટલે નીકળે તે દરદી જાણી શકતો નથી. પથારીમાં તપાસ કરતાં સહજ ટીપું નીકળેલું જણાય છે.

અનાજ પચતું નથી. હૃદય ફડકે છે. ( Palpitation ) આ રોગ જેને થયો હોય તે સ્ત્રી દેખી શરમાય છે. કેટલાકને સ્ત્રી તરફ અણગમો થઇ જાય છે. આવા દરદીના મૂત્ર માર્ગનું વીંધ મોટું થઇ જાય છે, તથા વૃષણ પોચાં થઇ જાય છે. વૃષણ કોથળી લટકતી રહે છે. બીજાની પેઠે સંકોચાયલી રહેતી નથી. આ વીર્યની નબળાઇની નિશાની સમજવી.

ગોધાને કે કૂતરાને વીર્યપાતનો (spermatorrhoea) રોગ થાય છે, ત્યારે તેને બીજાની સોબત ગમતી નથી. એકલો બેસી રહે છે. દિલગીર રહે છે; દિવસા દિવસ ઘસાતો જાય છે, અંતે મરી જાય છે.

કારણઃ—અતિ સ્ત્રીસંગ; જૂનો પરમો ( Gleet ); હસ્ત મૈથુન; ગરમ ચીજનો અતિ વપરાસ; દારૂ તથા તમાકુની ટેવ અને લાંબો ઘૂમટો ઇંદ્રિયનો ઘૂમટો લાંબો હોય તો ઇંદ્રિયની ક્ષુબ્ધાવસ્થા થાય છે તેથી તે રાતમાં જાગૃત થાય છે. ફુલમાંથી નીકળતો માખણ જેવો સફેદ પદાર્થ ઘૂમટાની માંહે ભરાઇ રહેવાથી ઇંદ્રિયની ક્ષુબ્ધતા થાય છે. માટે સુનત કરાવી લેવી, અથવા દરરોજ ગરમ પાણી તથા સાબુથી એ સફેદ પદાર્થ સાફ કરી નાંખવો.

ઇલાજઃ—સુંવાળા બિછાનામાં ન સૂવું. મનને પવિત્ર રાખવું. સ્ત્રી સંબંધી વિચાર ન કરવો. મન ઉશ્કેરાય એટલે કામ ઉત્પન્ન થાય તેવાં પુસ્તકો ( નવલ કથા ) ન વાંચવાં. નાટક તથા સીનેમા ન જોવાં. બ્રહ્મચર્ય પાળવું. રંડીબાજ મિત્રો ન રાખવા. સ્ત્રી સાથે વિષય સંબંધી વાતો ન કરવી. હસ્ત મૈથુન બંધ કરવું. કેટલાક ડૉકટરો આ રોગ જેને હોય તેને આઠ દિવસે એકવાર સ્ત્રીસંગ કરવાની ભલામણ કરે છે; પણ એ ભલામણ વાજબી નથી. વેશ્યાગમન કરવાથી ટાંકી અને પ્રમેહ જેવા રોગો થાય છે; એટલે ઉલટું નુકશાન થાય છે. હંમેશાં રાતે સૂતી વેળા બબે શેર પાણી ( ૪૦ રૂપીયા ભાર ) દરેક વૃષણ પર ધાર કરીને રેડવું. થંડા પાણીમાં કટિસ્નાન લેવું. સાદો ખોરાક ખાવો. સ્વપ્નમાં વીર્યપાત થતો હોય તેણે ચતુ ન સૂવું; પડખા ભર સૂવું. રાતે એક નિદ્રા થઈ રહે કે તરતજ બિછાનાનો ત્યાગ કરી લખવા વાંચવા મંડી જવું. પૂરી નિદ્રા ન થઈ હોય તો પેશાબ કરીને સૂવું. સ્વપ્નમાં જેને વીર્યપાત થતો હોય તે, પાંચ મિનીટ લગી, પથારીમાં સૂતે સૂતે, “ સ્વપ્ન આવે કે મારે જાગી જવું ” તેવો સંકલ્પ કરે તો સ્વપ્ન આવવાની સાથે જાગી જાય, અને વીર્યપાત થતો અટકે. નાગરવેલનાં પાન, હીંગ, પિતાઈ ગાજર, ગરમરનું અથાણું, મીરીનું અથાણું, કેરનું અથાણું, આદાંનું અથાણું, લવીંગ, તજ, જાયફળ, જાવંત્રી, સુંઠ, ખજુર, ખારેક, પીપર, કેશર, ગોળ, સાકર, ખાંડ, મિઠાઈ ઘણું લૂણ, ચટણી, ગરમ મસાલો, રાઈ, લસણ, ડુંગળી, દારૂ, તમાકુ, ચોકોલેટ, ચા અને કાફી છોડી દેવાં.

દિવસે કે રાતે વગર ઇચ્છાએ વીર્યપાત થાય ત્યાં લગી લગ્ન કરવું ન જોઇએ. આરામ થઇ જવા બાદ લગ્ન કરવામાં હરકત નથી. લગ્ન કર્યા પછી પણ આનંદ માટે સ્ત્રીસંગ ન કરવો, પણ ‘ પ્રજા ઉત્પન્ન કરવાના હેતુસર ’ જ કરવો આ નિયમ નહીં પળાય તો નપુંસકપણું પ્રાપ્ત થશે.

ઇંદ્રિય ( Penis ) પર ‘ ટીંચર આયોડીન ’ લગાડતાં રહેવું. કછોટા પર એક ઔંસ વરસાદના પાણીમાં એક ડ્રામ ‘ લુનર કાસ્ટિક ’ ગાળીને દ્રવ્ય લગાડવું. શિશ્નમાં સળી ( કૅથેટર ) નાંખવાથી દરદીને વેદના થાય અથવા તો વીર્ય નીકળી પડે, તો મૂત્રમાર્ગની ક્ષુબ્ધતા છે એમ સમજવું. એ ક્ષુબ્ધતા દૂર કરવા માટે ઉપર બતાવેલ “ ટીંચર આયોડીન ” લગાડાય પણ મૂત્રમાર્ગમાં પિચકારીથી દવા લગાડીયે તો સ્થાઈ ફાયદો

થાય. એટલું જ નહીં પણ મૂત્ર માર્ગમાં દવા દાખલ કરીને તે લાગલીજ તેની શ્લેષ્મત્વચાને અસર કરે છે. માટે અફીણ ૧ ગ્રેન, શુગર ઑફ લેડ ૩ ગ્રેન; અને ' ગમ મ્યુસીલેજ ' ૧ ઔંસ મેળવીને કાચની પિચકારીથી મૂત્રમાર્ગમાં દાખલ કરવું એ લોશન બનાવવાની રીત એ છે કે પ્રથમ થોડા પાણીમાં અફીણ તથા ' શુગરઑફ લેડ ' ગાળવાં, અને પછી એમાં હળવે હળવે ' ગમ મ્યુસીલેજ ' નાંખવું, અને ઘુંટતાં રહેવું. પિચકારી દિવસમાં ત્રણ વખત મારવી, આરામ થઈ જવા આવે તો પછી દર રાતે સૂવા ટાણે જ એક વાર મારવી. ઈંદ્રિયની ક્ષુબ્ધતા ( irritability ) દૂર કરવા માટે દવા લેવી. ' બ્રોમાઈડ ઑફ સોડીઅમ ' ૧૫ ગ્રેનની માત્રાથી દિવસમાં ત્રણ વાર લેવું. રાતે સૂતી વેળા 'મોનોબ્રોમાઇડ ઑફ કેમ્ફર 'ની પાંચ ગ્રેનની એક ગોળી લેવી. એથી ઊંઘ આવશે, તથા સ્વપ્નાવસ્થા નહીં થાય. ' સલ્ફેટ ઑફ ઝિંક ગ્રેન ૧॥ તથા ' એકસ્ટ્રકટ ઑફ બેલૅડોના ' ગ્રેન ૧ ની એકસ્ટ્રાકટ ઑફ જેન્સ્યન ' માં ગોળી આપવી. આવી ગોળી છ છ કલાકે એક એમ રોજ ત્રણ આપવી. હંમેશાં દસ્ત સાફ લાવતાં રહેવું. તેને માટે થંડા પાણીની ' એનીમા ' ઉત્તમ સમજવી. એક પાંઇંટ પાણી ચડાવી સૂઈ રહેવું. સવારમાં સાફ ઝાડો આવી જશે. ઝાડા માટે બે ડ્રામ " પલ્વીસ ગ્લીસરીઝા કો " લેવાય.

**ન્યુરૅસ્થીનીઆ**—Neurasthenia તંતુની શક્તિનો નાશ થઇ જાય તેને " ન્યુરેસ્થીનીઆ " કહે છે.

કારણો—હસ્તમૈથુન; અતિ સ્ત્રીસંગ; ઇનિફ્લુઍન્ઝા; ટાઇફોઇડ ફીવર; દારૂ તથા અફીણનું અતિ વ્યસન અને રેલ્વેનો અકસ્માત, રેલ્વેના અકસ્માતથી થતા ન્યુરેસ્થનીઆને (Traumatic Neurasthenia) કહેછે.

ચિન્હો—ઉંઘ નથી આવતી, અને આવે તો વગર ઇચ્છાએ એકાએક ઢીંચણનો સાંધો સંકોચાઇ લાંબો થવાની સાથે ઉંઘ ઉડી જાય છે. વાંચતાં ઉંઘ આવે અને આંખ ભારે થાય; પણ પથારીમાં માથું મૂકતાંજ ઉંઘ ઉડી જાય. કદાચ ઉંઘ આવે તો પેહેલી રાતે ૨ બે કલાક આવે. તે પણ સ્વપ્ના યુક્ત હોય. મીઠી ઉંઘ Deep sleep ન હોય, એટલે, તનનો કે મનનો થાક ઓછો ન થાય. કાનમાં અવાજ થાય છે. માથું ભારે જણાય છે. ભાર તાળવામાં અથવા માથાના પાછલા ભાગમાં જણાય છે. ચતું સૂવાતું નથી. ચતું સૂવાથી " ઑાક્સીપીટલ ' હાડકામાં દુઃખાવો થાય છે. ચક્કર આવે છે. છાતીમાં ફડકો—થડકો- થાય છે. આંખની નજર ઘટી જાય છે. કાને બેહેરાસ આવે છે. ચિત્તનું એકાગ્રપણું જતું રહે છે. મોટી

આફત આવી પડવાનો ભય રહ્યા કરે છે. સ્નાયુમાં નબળાઈ જણાય છે. અંગમાં કળતર થાય છે; હાથ ધ્રુજે છે; હોઠ (નીચલો કે ઉપલો) ધ્રુજે છે. પગ ધ્રુજે છે. 'ગોઠણુની ચમક' (Knee-jack) વધેલી જણાય છે. વાંચતાં આંખ થાકી જાય છે. જરા મહેનતથી થાક જણાય છે. વાંસો તથા કંમર ફાટે છે. ટટ્ટાર બેસાતું કે ચલાતું નથી. સ્વભાવ ચીડીઓ થઇ જાય છે. વાત વાતમાં ગુસ્સો ચડી આવે છે. અવાજ સાંભળવાથી બદન થડકી જાય છે. પાંડુરોગનાં ચિન્હો જણાય છે. સ્નાયુ ગતિ અસમન્ય (incoordinate) થઇ જાય છે. બંને પગો સરખા ઉપડતા નથી, તેથી ચાલવાથી એક પગના સ્નાયુ (muscles of calf of one leg) થાકી જાય છે. તંતુના અજીર્ણ (Nervous Dyspepsia)નાં ચિન્હો થાય છે. પેટના અવયવો, મૂત્રપિંડ, હોજરી, કલેજું, તથા બરોળ સ્થાન ભ્રષ્ટ થઇ જાય છે, એટલે, પેટમાં ફરે છે. બહુભાગે મૂત્રપિંડ ફરતો જણાય છે. (Floating Kindney) મનને ગ્લાનિ જણાય છે. ઝાડો બંધ રહે છે. ઝાડે ફરતી વેળા બળ કરતાં વીર્ય નીકળી પડે છે. સ્વપ્નમાં વીર્યપાત થાય છે. ક્યારેક પેશાબ ઘણો ઉતરે છે, તો ક્યારેક થોડો થોડો ઉતરે છે. ક્યારેક ઇંદ્રિય પોતાની મેળે જાગૃત થઈ આવે છે, અને સંભોગનો પ્રયાસ કરતાં જાગૃત થતી નથી. સંભોગ વેળા એટલે વીર્યપાત થવા ટાણે ગુદામાં પીડા થાય છે, અથવા વીર્યપાત થતી વેળા ઇંદ્રિયમાં બળતરા—ગરમી—વર્તાય છે. છેવટ નપુંસક પણું થાય છે.

ઉપાયઃ—સહુથી મોટું ચિન્હ ઉંઘ ન આવવી એ હોય છે. દરદીને એથી બહુ અસુખ થાય છે. 'સોડા બ્રોમાઇડ' પંદર ગ્રેનની માત્રાથી ૧૦ થી ૧૨ દિવસ લગી ચાર ચાર કલાકે ત્રણ વાર દીધાથી ઉંઘ આવવા માંડશે. જવાનને ઉંઘ આવશે; વૃદ્ધને ફાયદો નહીં થાય. દારૂ, ગરમ ચીજ, તથા અફીણ જેવી નિદ્રાજનક દવા ન લેવી. એથી ઉલટું મગજ તપી જશે ને સાજી રાતમાં આંખ ભેળી નહીં થાય. 'સ્ટ્રોંગ ટી' (strong tea) થી પણ એવુંજ પરિણામ આવશે. 'ન્યુરેસ્થીનીઆ'ના દરદીને 'સાઇટ્રેટ ઑફ કેફીન' કદી ન આપવું. માથાના દુઃખાવા માટે પણ ન આપવું. ઉંઘ માટે 'વેરોનલ ગ્રેન ૭ા અથવા 'ટ્રાયોનલ' ગ્રેન ૧૫ અપાય છે. 'પૅરલ્ડીહાઇડ' પણ સારી દવા છે, એક ડ્રામ જેટલું શરબત તથા પાણી સાથે રાતે દેવુ. ઉંઘ આવશે. રાતના આઠ પછી અભ્યાસ ન કરવો તેમ બીજું કાંઇ મગજનું કામ ન કરવું, અને દશવાગે સુવું. ગરમ ચીજો ન ખાવી. કઇ કઇ ચીજો ન ખાવી એ 'અનિચ્છા વીર્યપાત' નીચે લખેલ છે.

## પ્રકરણ ૪ થું.

### હસ્તમૈથુન.

વરસો થયાં આ બુરી ટેવનાં ચોપાનીયાં છપાય છે, છતાં સ્ત્રીપુરૂષો આ કુટેવને વળગી રહેતાં જોવામાં આવે છે. નિશાળમાં તથા તેની બહાર, પુરૂષો તેમજ સ્ત્રીઓ આ કુટેવને આધીન થયેલાં જોવામાં આવે છે.

પરણેલાં તથા કુંવારા આ લતને વળગી રહે છે. ચેહેરો જોવાથી આ ટેવ વાળાં ઓળખી શકાય છે.

કેટલાક છોકરા તથા કેટલીક છોકરી દુનિયામાં નામના મેળવતાં નથી, અને કેળવણીમાં પછાત રહે છે, તેનું કારણ આ કુટેવ છે.

ચિન્હોઃ—માથામાં દુઃખાવો, અનાજ ન પચવું, કબજીયત, કરોડજ્જુના વિકાર, અપસ્માર નબળી નજર, હૃદયનો ફડકો, પાસામાં શુળ, પેશાબનું વગર ઇચ્છાએ ટપકવું, હિસ્ટીરીઆ, શરીરના અવયવોનું રહી જવું (Paralysis) વગર ઇચ્છાએ વીર્યપાત થવો, નપુંસકત્વ, ક્ષય, ઘેલાપણું, વગેરે ચિન્હો જણાય છે. એમ ન સમજવું કે આ બધા રોગ આ કારણથીજ થાય છે.

તે પોતાની મોટાઈ દબદબો, તથા માણસાઈ છોડી દે છે; અને હિમતવાન, દઢમનનો તથા ભપકાદાર નથી હોતો. અસ્થિર મનનો, માન ભંગ થયેલો, કિંમત વગરનો, તથા હલકાપણાના ભાનવાળો થઈ જાય છે. યુક્તિબાજ નથી હોતો, કામ કરવામાં કાચો હોય છે, ખરૂં ખોટું શોધી કાઢવામાં અશક્ત જણાય છે, વિચારશીલ નથી હોતો, મહાબુદ્ધિમાન નથી હોતો સભ્ય નથી હોતો, સ્ત્રી પ્રેમી નથી હોતો, દેખાવડો નથી હોતો, હંમેશાં ઉદાસ રહે છે, અચોક્કસ ( irresolute ) મનનો હોય છે, અને પોતાને તથા જનમંડળને ભાર રૂપ થઇ પડે છે.

તેવીજ રીતે જે સ્ત્રીને હસ્તમૈથુન ટેવ હોય છે, તે મળતાવડો સ્વભાવ, ખુબસુરતી, મધુર અવાજ, રીતભાત, ઉત્સાહ, શરીરનો ઘાટ, ઉમદી ચાલ તથા પુરૂષ તરફ પ્રેમથી જોવું, ઇ. ગુમાવે છે; અને હીજડી બની જાય છે.

હજારો રોગીની વૈદ સારવાર કરે છે, અને ખરૂં કારણ જાણવા પામતા નથી. ક્ષય તથા જીર્ણજ્વરથી દર સાલ હજારો મરે છે. ગાંડાની ઇસ્પીતાલમાં અડધી સંખ્યા હસ્તમૈથુનની ટેવવાળી હોય છે, માવિત્રને પોતાનાં છોકરાંની આ કુટેવની ખબર નથી પડતી.

હસ્તમૈથુનની ટેવ થવાનું કારણ 'ભ્રષ્ટ થયેલી' વિષયવાસના છે. બચ્ચું માના ગર્ભાશયમાં હોય ત્યારે સ્ત્રીપુરૂષ 'સંભોગની ઇચ્છા' રાખે અને સંભોગ થાય તો ગર્ભાશયમાંનું બાળક, જન્મ થયા બાદ હસ્તમૈથુન કરવા માંડે; કેમકે તેને વારસામાં સંભોગની ઇચ્છા મળેલી હોય છે, બાળક પાંચ, આઠ કે દશ વરસનું થાય એટલે હસ્તમૈથુન કરે છે. તેમાં પણ બાપને એ ટેવ હશે તો તો તે અવસ્ય શીખશે. સ્ત્રી પુરૂષ સંપૂર્ણ તંદુરસ્ત હોય, અને બાળક ગર્ભાશયમાં હોય ત્યાં લગી મહાબુદ્ધિનો નિયમ બરાબર પાળવામાં આવે, તો જન્મનાર બાળક સંપૂર્ણ સ્ત્રી કે પુરૂષ તરીકે જન્મે, તથા તેને આ આદત ન પડે. સમજણું થાય ત્યારે કામવાસનાના ખરા ઉપયોગથી વાકેફ કરવામાં આવે તો, મિત્રોના શીખવવાથી પણ પણ શીખે નહીં. નિશાળોઆ બોર્ડીંગ સ્કૂલમાં શીખે છે. એકને આ ટેવ હોય તે બીજાને શીખવે છે, અને એમ બધા શીખે છે. જેને આ બુરી ટેવ નહીં હોય તથા જેઓએ સગર્ભાવસ્થા કાળમાં સંભોગ કીધો નહીં હોય તેમનાં છોકરાં, બીજાની શીખવણીથી પણ, આ બુરૂં કામ શીખશે નહીં. સગર્ભાવસ્થામાં સંગ થાય તો નાના બાલકને નાનપણથી આ બુરી ટેવ પડે છે. એક દાખલો આંહી આપું છું:—પોતાનાં છોકરાંને નાનપણમાંથી હસ્તમૈથુન ન કરવાનું કહેવાની એક સ્ત્રીને ટેવ હતી. એનાં છોકરાંના જેવાં તંદુરસ્ત છોકરાં અમે ક્યાંએ જોયાં નથી. પ્રથમ તેનું લક્ષ આ બાબત તરફ નહતું. અનાયાસે એક દિવસે તેણે પોતાના છોકરાને હસ્તમૈથુન કરતાં જોયો ત્યારથી તેને શીખામણ આપવા લાગી. તેણે તેને બોલાવીને આમ કહ્યું:—" વહાલા વિલી ! તું જે કરતો હતો તે જોઇ હું નારાજ થઇ છું. એમ કરવું એ વાજબી ન કહેવાય. એ ટેવ ઝારી રાખીશ તો તું દુનિયામાં નામાંકિત નહીં થા. તારી શિશ્નેદ્રિયમાં ક્ષુબ્ધતા (irritability) થશે, તારૂં શરીર દુબળું થઇ જશે, તારા ગાલ પરની લાલી જતી રહેશે, અને તું મરી જઇશ. તારા મિત્રોને એ ટેવ હોય તો મના કરજે, અને કહેજે કે એ કામ સારૂં નથી. વળી કહેજે કે, તમે નબળા થઇ જશો. " છોકરે ધ્યાન પૂર્વક સાંભળ્યું, અને આદત છોડી દેવા વચન આપ્યું.

તેણે પોતાના મિત્રને હસ્તમૈથુન કરતાં એક વેળા જોયો. તરત પોતાની માને કહી દીધું. તેની માએ તેને બોલાવી હસ્તમૈથુનથી થતા ગેરફાયદા સમજાવ્યા. તેણે એ ટેવ બંધ કીધી. આમ બધા મિત્રો સુધરી ગયા.

આથી સાબિત થાય છે કે જ્ઞાન એજ બળ છે. જ્ઞાન મળવાથી છોકરાએ એ ટેવ છોડી દીધી.

ભ્રષ્ટ થયેલી વિષયવાસના વારસામાં મળે છે તે ઉપર કહેવાઈ ગયું. હવે ઉત્તેજક કારણોનો વિચાર કરીએ.

છોકરાંને મસાલાદાર ખોરાક, ચટણી, ઇંડાં, માંસ, ખજુર, મિઠાઇ, ખારક, આદું, શુંઠ, નાગરવેલનાં પાન, ચા, કાફી, ચૉકોલેટ, ગરમર, કેર ( કેરાં ), લવીંગ, તજ, કેશર, જાયફળ, જાવંત્રી, મરચાં, કાળાં મિરી, ગૉળ, ઘણું લૂણ, સાકર, ખાંડ, તથા દારૂ આપવામાં આવે તો સંભોગ ઈચ્છા વેહેલી થાય જ અને હસ્ત મૈથુન પણ કરે જ.

" ગંદુ શરીર, સુંવાળાં બિછાનાં, સોબતી સાથે એક જ બિછાનામાં સૂવું, ગરમ ઓરડામાં સૂવું, ઘરમાં ગોંદાઈ રહેવું, કબજીઅત તથા તમાકુ હસ્તમૈથુનની ટેવ પાડનારાં છે.

" કેટલીક ચાકરડીઓ છોકરીના યોનિલિંગને આંગળીથી ઉશ્કેરે છે, તથા પુરૂષની ઈંદ્રિયના ફૂલને ઉઘાડઢાંક કરે છે. એથી બાળકને આનંદ વર્તાય છે, અને રડતું રહી જાય છે. મોટી વયે તેને હસ્તમૈથુનની ટેવ પડે છે. માટે માવિત્રોએ ચાકરડીપર દેખરેખ રાખવી. ખાસ કરીને રાતમાં અચાનક તપાસ કરવી.

" કેટલાંક માવત્રો, મૂર્ખાઇથી સમજણાં છોકરાં સમક્ષ પ્રેમની વાતો કરે છે. છોકરાંનાં મન ઉશ્કેરાય છે, અને ઉશ્કેરાયલાં મનને તેઓ હસ્તમૈથુનથી શાંત કરે છે.

હસ્તમૈથુન કરનારનું શરીર દુબળું હોય છે. તેને કયારેક ઘણી ભૂખ લાગે છે, અને ક્યારેક નથી લાગતી. તે ખોરાક ઘણો ખાય છે. સાધારણ મસાલાદાર દાળ શાક તેને પસંદ પડતાં નથી. લૂણ ( નીમક ) પણ વધારે ખાય છે. આવા દરદી સાકરની પેઠે હોંસથી નીમક ખાય છે. જે છોકરીને આ ટેવ હોય છે તે ભીંત પરનો ચૂનો ખાય છે, તથા સ્લેટપેન ચાવી જાય છે.

ડૉક્ટર કૉવન લખે છે કે ૧૪ વરસનો છોકરો તમાકુ પીતો હશે તો તેને હસ્તમૈથુનની ટેવ હશેજ. જે છોકરો કે છોકરી દીપન (stimulant) ખોરાક લે તે હસ્તદોષ કરે જ.

" હસ્તમૈથુન કરનારને જાયફળ, જાવંત્રી, લવીંગ, તજ, તથા કૅરવે ( Caraway ) પર ઘણી ઇચ્છા થાય છે.

" હસ્તમૈથુનના આદતવાળો દરદી ઉતાવળો ચાલ્યો જતો હોય તે વેળા સંધીવાથી પકડાઇ ગયા હોય તેમ, કમ્મરેથી વાંકો વળેલો જણાશે. ' ટીન ઑફ લાઇફ ' Teen of Life માં હશે તો પણ એની રીતે

ચાલતો જોવામાં આવશે. ( તેરમાંથી ઓગણીસમા વરસ લગીની વયને Teen Of Life કહે છે. )

" જે છોકરીને દશ વરસની ઉમ્મરેથી આ ટેવ પડી હોશ તે ૧૭ ૧૮ વરસની વય થતાં લગી તેને વળગી રહે તો તેનાં સ્તનનો ભરાવો થતો નથી; છાતી સપાટ થઇ જાય છે; ચાલતી વેળા ખભા આગળ પડતા જોવામાં આવે છે; ટટ્ટાર બેસી શકતી નથી; કમ્મરની નબળાઇથી વાંકી બેસે છે; તેની હીંડણી Mode of walking વિલક્ષણ હોય છે; બંને પગની વચ્ચે વિરોધ જોવામાં આવે છે; એક ઊપડે છે, અને બીજો નથી ઊપડતો, તેથી વિચિત્ર ચાલથી ચાલે છે.

ઇલાજ—દરેક છોકરાને નાનપણમાં સુનત બેસાડાય તો ઘણે ભાગે આ ટેવ નાબુદ થાય; કેમકે ચામડી ટૂંકી હોવાથી હાથરસ થઈ ન શકે. જે નાતમાં આ રિવાજ ન હોય તેમાં માતાએ દરરોજ બાળકને એટલે છોકરાને ગરમ પાણીથી નવરાવતી વેળા તેની ઇંદ્રિયની ચામડી ઉઘાડી, તેમાનો સફેદ ભાગ સાબુ તથા ગરમ પાણીથી ધોઇ કાઢી નાંખવો. ઇંદ્રિયની ચામડી બહુ સાંકડી હોય અને ઊઘડતી ન હોય તો ડૉકટરની સલાહ લેવી. કેટલાક છોકરાને પાછળથી અર્બુદ થાય છે. માટે ઇંદ્રિયનું ફુલ ખૂલ્લું થાય તેમ અવશ્ય કરવું. આવું કારણ ન હોય તો, એટલે કે, ઇંદ્રિયની ચામડી લાંબી ન હોય તો સુનત કરવા જરૂર નથી; એવી વેળાં છોકરાંને સમજણ આપવી જોઇએ. દીપન ખોરાક બંધ કરવો તેમ દીપન પાન પણ ન લેવાં. હાથરસ બંધ કરવાથી સ્વપ્નમાં વીર્યપાત થવા માંડશે; તેમ થાય તો અનિચ્છા વીર્યપાત નીચે આપેલી દવા કરવી. ઇંદ્રિય જાગૃત ન થતી હોય તો ૧૫ રોજ ' પોટાસ બ્રામાઇડ " ૧૫ ગ્રેનની માત્રાથી લેવું, અને દરરોજ ત્રણવાર લેવું. પછી ફૉસ્ફરસ, સ્ટ્રીચનાઇન, કોકા, ડૅમીઆના, ઇત્યાદિ તંતુને બળ આપનારી દવા લેવી. સ્ટ્રીઆઇનિની માત્રા $\frac{1}{64}$ ગ્રેનની આપવી; સાથે ' એકસ્ટ્રાકટ કોકા લિકવીડા ' નાંખવું. ડ્રામ ૧ ની માત્રા નાંખવી- છેલ્લી દવા સાંઝના ૫ લગીમાં લેવી; મોડી લેવાશે તો સ્વપ્નમાં વીર્યપાત થશે. ઉંઘ આણવા માટે દર રાતે ' મોનોબ્રોમાઇડ ઑફ કૅમ્ફર 'ની ગોળી ૫ પાંચ ગ્રેનની આપવી. ' ફૉસ્ફાઇડ ઑફ ઝિંક ' ગ્રેન ૧૦; ' એકસ્ટ્રેક્ટ ઑફ નકસ વૉમિકા ' ગ્રેન ૩૩; ' લીકરીસ પાઉડર ' તથા ' એકસ્ટ્રાક્ટ જેન્સ્યન 'માં ગોળી ૧૦૦ વાળવી. દરરોજ ૩ ત્રણ ગોળી ખાવી. એક સવારે, બીજી બપોરે, અને ત્રીજી સાંઝે પાંચ વાગ્યા પેહેલાં.

થોડી મુદતના નપુંસકપણા માટે ' ટીંચર કૅન્થેરીડિઝ ' ઉત્તમ દવા છે.

લોકોમોટાર અટૅક્સી 'ના રોગમાં નપુંસકપણું થાય છે. આવી વેળા 'નક્સ વોમિકા', ફૉસ્ફરસ, ડેમીઆના, ઇત્યાદિ ન દેવાય.

ઇંદ્રિય જાગૃત થતી હોય, સંભોગ થઈ શકતો હોય, અને વીર્ય તરત નીકળી પડતું હોય તો બ્રહ્મચર્ય લગભગ ૬ માસ પાળવું. પેટમાં ૧૫ ગ્રેનની માત્રાથી સોડા બ્રોમાઇડ કે પોટાસ બ્રોમાઇડ દરરોજ ત્રણવાર લેવું. લગભગ બે અઠવાડીમાં કે તેથી લાંબી મુદત લગી લેવું જોઇએ. દિવસમાં ત્રણવાર લેવું જોઇએ. ઇંદ્રિય પર સવાર સાંઝ થંડા પાણીની ધાર કરવી. બેશેર પાણીની ધાર ઇંદ્રિય તથા વૃષણ પર કરવી. વીર્ય તુરત સ્ખલિત થતું અટકાવવા દેશી દવા આ પ્રમાણે કરવી. (૧) આસોંધ ટંક ૫ અને સુંઠ ટંક ૪, ચૂર્ણ કરી, ચાલીશ રૂપીયા ભાર દૂધમાં રાંધી ખીર કરવી. સાકર નાંખી સવારે અને સાંઝે પીવી, ઇંદ્રજવ, અકલકરો, મોચરસ, કાળી મુસળી, ધોળી મુસળી, બહુ ફળી મીઠાં ગોખરૂ, ગળોનું સત્વ, સૂકાં વડગુંદાં, કૌચાં, ઊંટીગણુ બળબીજ, એખરો, ચીનીકબાલા, અને બાવચી, આટલી ચીજો સરખે વજને લઇ, કપડ છાણ કરી, તેમાં તેના વજનથી બમણી ખાંડ નાંખવી. ડાબલામાં કે સીસામાં ભરી રાખવું. તેમાંથી દરરોજ સવારના પોહોરમાં ૧ એક તોલો ચૂર્ણ ફાકવું, ઉપર સાકર નાંખેલું ગરમ દૂધ–વીશ રૂપીયા ભાર પીવું.

હસ્તમૈથુનથી કે અતિ વિહારથી સ્ત્રીને નપુંસકપણું થયું હોય તો આવા જ ઇલાજ કરવા.

વીર્ય પાતળું પડી ગયું હોય, રંગ પાણી જેવો થઇ ગયો હોય, અને પ્રમાણમાં ઓછું થઇ ગયું હોય તો ઉંટીંગણુ બીજ પૈસા બે ભાર ને કુટી, કપડછાણુ કરી, ગાડરના દૂધમાં (sheep) રાંધી ખીર. કરવી. દૂધ રૂપીયા ૪૦ ભાર લેવું. માંહે સાકર નાંખવી. પીતી વેળા તજ, તમાલપત્ર, લવીંગ, અને જાવંત્રીના ચૂર્ણની નાની ચપટી ભર ભરાવવી અને પછી પીવી; સવારે એકવાર પીવી, ઋતુગામી થવુંજ, સ્ત્રીસંગ પ્રજોત્પત્તિ માટેજ કરવો જોઇએ,

જે સ્ત્રીને હાથરસની ટેવ હોય તેણે એ ટેવ બંધ કરવી. ગરમ ચીજ ન ખાવી. જે ચીજ છોકરાને ખાવાની મના કીધી છે તે બધી ન ખાવી. મન પવિત્ર રાખવું. કટિસ્નાન લેવું. ચણીઆની નાડી તાણી ન બાંધવી. તંગ 'કૉરસેટ' ન પેહેરવો. છાયલની ગાંઠ તાણીને ન બાંધવી. તાણી બાંધવાથી કમ્મરની હેઠળના ભાગમાં, ઉત્પત્તિકર્મ અવયવોમાં, લોહી ભરાય છે; અને કામ ઉત્પન્ન થાય છે, માટ એમ ન કરવું. માથાના વાળનો અંબોડો ન વાળવો. એથી માથાના પાછલા ભાગમાં લોહી એકઠું થાય છે, અને કામ ઉદ્દભવે છે.

# પ્રકરણ ૫ મું.

## વંધ્યાવસ્થા અને નામર્દાઇ.

સંભોગ કરવાની શક્તિના અભાવને નપુંસકપણું (નામર્દાઇ) કહે છે. અને પ્રજા (છોકરાં) ઉત્પન્ન કરવાની શક્તિના અભાવને 'વંધ્યાવસ્થા' કહે છે, એકની હૈયાતી હોય તો બીજાની હોવી જ જોઇએ એવો નિયમ નથી, કારણ કે, માણસ સંભોગ કરી શકે, અને કોઇ ખાસ કારણથી પ્રજા ઉત્પન્ન કરી ન શકે. કેટલીક વેળા ઉત્પત્તિ કર્મ અવયવની ખોડ કે ઇજાને લીધે માણસ સંભોગ કરી ન શકે, પણ પ્રજોત્પત્તિ કરી શકે. તેમજ બહારલા ઉત્પત્તિ કર્મ અવયવની ખોડને લીધે સ્ત્રી સંભોગ લાયક ન હોય, છતાં પ્રજોત્પત્તિ કરવા યોગ્ય હોય; અગર સંભોગ લાયક હોય, અને ગર્ભાશયના કે દૂરના (remote) રોગને લીધે પ્રજા ઉત્પન્ન કરવા અયોગ્ય હોય.

**સ્ત્રીમાં વંધ્યાવસ્થા**—આના બે વર્ગ પાડી શકાય; (૧) પરણેલી સ્ત્રી જેને મુદ્દલ સંતતિ ન થઇ હોય તે, તથા (૨) પરણેલી સ્ત્રી જેને એક છોકરૂં થયા બાદ ફરી ન થતું હોય તે.

ગર્ભધારણ થવા માટે બે બાબતોની જરૂર રહે છે. એક એકે સ્ત્રી જવાન હોવી જોઇએ; અને બીજી એકે તે વૃદ્ધ ન હોવી જોઇએ.

કારણો:—ઉપદંશ તથા પ્રમેહ વંધ્યાવસ્થાનાં કારણ છે. ગર્ભાશય કે સ્ત્રીઅંડની ગેરહાજરી પણ વંધ્યાવસ્થાનું કારણ થઇ પડે છે. અતિ સંભોગથી એ સંતતિ નથી થતી. એક સતતિ થયા પછી, બીજી ન થતી હોય તો તેમ થવાનું કારણ કમળમુખનો અવરોધ (obstruction) સમજવું, કમળમુખ બંધ હોય તો વીર્યજંતુ ગર્ભાશયમાં દાખલ થઇ ન શકે, એટલે સંતતિ ન થાય. પ્રદર (લ્યુકોરીઆ)થી પણ સંતતિ થતી નથી, દવાથી આ રોગ દૂર થઇ શકે છે, ક્યારેક એવું બને છે કે પેલા પતિથી સ્ત્રી વાંઝણી હોય અને બીજાથી તેને છોકરાં થાય. આને Natural Antipathy કહે છે. ગર્ભાશયમાં ચાંદું હોય તો તેપણ વાંઝીઆપણાનું કારણ થઇ પડે છે. જેણે કુંવારાપણમાં હાથરસ (self abuse) કરેલ હોય તે વાંઝણી રહે છે, ગર્ભાશય સ્થલાંતર (displacenut) વાંઝીઆપણાનું કારણ થઇ પડે

છે, આવા કેસમાં સ્ત્રીને દસ્તાન વેળા વેદના ( ડિસમેનોરીઆ ) થાય છે. ગર્ભાશયભ્રંશ ( યુટેરાઇન પ્રોલાપ્સ ) થી એ સ્ત્રીને સંતતિ નથી થતી. સ્પર્શાસહ્ય યોનિ નામે રોગ જે સ્ત્રીને હોય તેને છોકરાં થતાં નથી. આ દૂર થઇ શકે છે. સ્ત્રીના ખાસ રોગવાળું પ્રકરણ આને માટે વાંચવું. એમાં સ્પર્શાસહ્ય યોનિ રોગની દવા આપી છે. યોનિ સ્લીપદને લઇને સ્ત્રી વંધ્યા રહે છે. ફળવાહિની ( Fallopion tube ) પર કોઈ ગ્રંથિનું દબાણ થાય તો સ્ત્રી વાંઝણી રહે.

ગર્ભાશયનું સ્થલાંતર હોય તો બીજાં પ્રકરણમાં લખ્યા પ્રમાણે કરી, તેના મૂળ સ્થાને લાવવું.

સાધારણ નિયમ એવો છે કે. પુરૂષસંગથી યોનિપટલ ( હાઇમેન નામનો પડદો ) તુટી પડે છે. ઘણી વેળા તે મજબૂત હોવાથી એવી રીતે નથી તુટતો; કેમકે, યોનિમાર્ગમાં શિશ્નનો પ્રવેશ થઇ શકતો નથી. યોનિપટલ મજબૂત હોય છે. ત્યારે બહુ ભાગે તેમાં નાનું વીંધ હોય છે. તેમાંથી પીડા કરીને દસ્તાન પડે છે, ક્યારેક વીંધ નથી હોતું. આવી વેળા દસ્તાન ગર્ભાશયમાં ભરાઇ રહે છે. આનો ઇલાજ શસ્ત્રક્રિયા છે.

યોનિમાર્ગ સાંકડો હોય તો ગર્ભ ન રહે. ઇજાથી તે સાંકડો થઇ ગયો હોય તો તેને પોહોળો કરતાં મેહેનત પડે છે. બીજા કારણથી સાંકડો થઇ ગયો હોય તો ઇલાજ કામ લાગે છે. રોગથી યોનિમાર્ગની સામસામી દિવાલ ચોટી જાય છે. યોનિ વિસ્તારક યંત્ર ( વેજાઇનલ ડાએલેટર ) થી સાંકડી યોનિ પોહોળી કરી શકાય છે. લાંબે દહાડે કાર્યસિદ્ધિ થાય છે. વિશેષ હકીકત માટે પ્રકરણ બીજું જોવું.

યોનિમાર્ગ પર કે ગર્ભાશય મુખ પર ગ્રંથિ હોય તો ગર્ભધારણ થતો નથી. ગર્ભાશય ગ્રીવાની ગ્રંથિ હોય તો તે દેખાતી નથી, અને વીર્યજંતુને ગર્ભાશયમાં દાખલ થવામાં અડચણ કરે છે. આનામાટે શસ્ત્રવૈદની સલાહ લેવી.

**સ્ત્રીને સંતતિ થવાના દેશી ઈલાજઃ**—( ૧ ) પલાસના બીજને ગાયના ઘીમાં ઘસી યોનિમાર્ગ ( Vagina )માં લેપ કરી સંભોગ કરવાથી **ગર્ભ રહે છે.**

(૨) કાળા ધતુરાનાં બીજ ગ્રેન ૪૦; કેશર ગ્રેન ૨૦; અફીણ ગ્રેન ૧૦; કાંટાવાળાં માયા તોલો ૧।। દોઢ; જાવંત્રી ગ્રેન ૨૦; જાયફળ નંગ ૨ બે; બદામનાં બીજ નંગ ૧૨; એલચા નંગ ૪; નર લવીંગ નંગ ૪; કાગદી એલચી ગ્રેન ૨૦; આ પ્રમાણે ચીજો લેવી. એક વાટકીમાં પાણી નાંખી તેમાં બદામનાં બીજ નાંખવાં. પછી દેવતા પર એ વાટકી રાખી તેમાનું પાણી બીજ સહીત ગરમ કરવું પાણી બરાબર ગરમ થાય ત્યારે વાટકીમાંથી બદામનાં બીજ બહાર કાઢીને છાલ ઉતારી નાંખવી પછી તેમને તડકે સૂકવવી. જાયફળના કટકા ૪ ચાર કરવા. તેમને દૂધ દોવાની ત્રાંબડી-માં આગળથી રાખી ઉપર દૂધ દોવું. પછી એ દૂધ જમાવવું. દહીં બની જવા પછી જાયફળના કટકા કાઢી લઈ તડકે સૂકવવા. આમ બદામબીજ તથા જાયફળના કટકા તૈયાર થાય ત્યારે બીજાં વસાણાંમાં મેળવી કૂટવાં, કૂટી કપડછાણ કરી, તેમાં સરખે ભાગે ચીની સાકર નાંખી, ઉકાળીને થંડા કરેલા પાણી સાથે, એ રતીની ગોળી વાળવી. દસ્તાન બંધ થયા પછી ૭ દિવસ રહીને ગોળી વાપરવી. બપોરના ૧૨ વાગે સ્ત્રીએ ઉભે પગે બેશી આંગળી-થી ગર્ભાશય મુખ (પેચોટી) સમીપ ૧ ગોળી રાખો દેવી. સ્ત્રીએ તે દિવસે ખાટું ખાટું ન ખાવું. ગરમ ચીજ ન ખાવી. દૂધ તથા ભાત ખાવાં. ગુંદ પીવો. ઘઉંની રોટલી સાકર તથા અડદની દાળ ખાય તોપણ ચાલે. દાળમાં મીઠું ન હોવું જોઇએ. પુરૂષે ખાટું ખાટું ન ખાવું. દૂધ ભાત સિવાય બીજું કાંઇ ન ખાવું, રાતે ૯ થી ૧૧ લગીમાં પુરૂષે સંભોગ કરવો. બીજો અટકાવ આવતાં લગી બ્રહ્મચર્ય બંને જણાંએ પાળવું, બીજો અટકાવ આવે તો ફરી એમ કરવું. આમ ત્રણ અટકાવ લગી કરી જોવું, જે સ્ત્રી પુરૂષ બ્રહ્મ-ચર્ય પાળતાં હશે તેને જરૂર લાભ થશે, વીર્ય પાતળું પડીગયું હોય તો ૭ માસ લગી બ્રહ્મચર્ય પાળી પછી સંભોગ કરવો.

દસ્તાન બંધ થાય તે દિવસે ગોળી રાખી સંગ કરવાની ભલામણ નથી કીધી તેનું કારણ એ કે દસ્તાન હજુ ચાલુ હોય છે. લોહી ન હોય પણ પાણી જેવો હોય. દસ્તાન બંધ થયા પછી એક અઠવાડીઆ લગી રંગરહિત દસ્તાન હોય છે. એટલે તેટલી મુદત ગત થયા બાદ ઋતુદાન દેવું જોઇએ, આમ કરવાથી નિરોગી તથા દીર્ઘાયુ બાળક જન્મે છે, વળી છોકરાં પણ થોડાં થાય છે અટકાવ (દસ્તાન) બંધ થાય ને તરતજ ઋતુદાન (સંભોગ) દીધાથી ઘણાં છોકરાં થાય છે. માટે હમેશાં, અટકાવ બંધ થયા પછી, એક અઠવાડીઉં ખમીને, ગર્ભાધાન કરવું જોઇએ. દસ્તાન દેખાય તેજ

દિવસે સ્ત્રી બીજ ગર્ભાશયમાં હોતું નથી, દસ્તાન બંધ થયા પછી ૭ દિવસ રહીને સ્ત્રીબીજ ગર્ભાશયમાં દાખલ થાય છે, સ્ત્રી અંડમાંથી ફળવાહિની મારફતે ગર્ભાશયમાં આવતાં ૭ દિવસ લાગે છે, અને દસ્તાન બંધ થયા પછી સ્ત્રીઅંડમાંથી બહાર નીકળે છે, અને ફળવાહિનીમાં દાખલ થાય છે. આમ દસ્તાન બંધ થયા પછી ૭ દિવસ રહીને સંભોગ કરવાથી 'ટયુબલ' 'ઓવેરીઅન' તથા 'એબ્ડૉમીનલ' પ્રેગનન્સીના કેસ થતા નથી; કારણ કે સ્ત્રીબીજ ગર્ભાશયમાં આવી ગયેલું હોય છે, તેની સાથે વીર્યજંતુનો સમાગમ થઇ ત્યાંજ ગર્ભ બંધાય છે, જો દસ્તાન બંધ થાય તેજ દિવસે સંભોગ થાય તો વીર્યજંતુ સ્ત્રીબીજની શોધમાં રહે છે. ગર્ભાશયમાં ન હોય એટલે ફળવાહિનીમાં શોધવા જાય છે. ત્યાં સમાગમ થાય તો ઠીક; નહીંતો આગળ વધે છે, અને સ્ત્રીઅંડ લગી જાય છે. અને ત્યાં સ્ત્રીબીજના સમાગમમાં આવે છે. વખતે ફળદ્રુપ થયેલું સ્ત્રીબીજ, સ્ત્રીઅંડમાંથી ફલવાહિનીમાં જતાં, છટકી જાય છે અને પેટના ભાગમાં પડે છે. આમ થાય તો ગર્ભ પેટમાંજ વધે છે. આને વેન્ટ્રૂલ અગર **એબ્ડૉમિનલ પ્રેગનન્સી** કહે છે.

**દીકરા દીકરી થવાનો નિયમ**—સંતતિ ન રહેતી હોય તો રહે તેવા ઇલાજ ઉપર બતાવવામાં આવ્યા હવે આ જગોએ દીકરા દીકરી કેમ થાય તે બતાવું છું. ડૉક્ટર સિકટ લખે છે કે, દરેક [1]વૃષણ પોતાનો જંતુ પેદા કરે છે, અને દરેક સ્ત્રીઅંડ પોતાનું બીજ ઉત્પન્ન કરે છે. જમણા વૃષણમાં નરજંતુ[3] થાય છે, અને જમણા સ્ત્રીઅંડમાં[2] નરબીજ થાય છે. તેજ પ્રમાણે ડાબા વૃષણમાં નારીજંતુ થાય છે, અને ડાબા સ્ત્રીઅંડમાં નારી બીજ થાય છે. ગર્ભાધાન વેળા સજાતીયનો સમાગમ થવાથી જ ગર્ભ બંધાય છે. એટલે કે, પુરૂષના જમણા વૃષણમાંનો વીર્યજંતુ સ્ત્રીના જમણા સ્ત્રીઅંડમાંના બીજ સાથે સમાગમ પામે છે; અને પુરૂષના ડાબા વૃષણમાંનો વીર્ય જતું સ્ત્રીના ડાબા સ્ત્રીઅંડમાંના બીજ સાથે સમાગમ પામે છે.

સંભોગ વેળા હંમેશાં એક વૃષણમાંથી વીર્ય નીકળે છે. જેમાંથી નીકલવાનું હોય તે પેટ તરત ઉંચો ચઢે છે. સંભોગ થઇ રહ્યાબાદ તપાસ કરવાથી આ વાતની સત્યતા જાણવામાં આવશે. આ ઉપરથી ડૉકટર ટ્રૉલ

(૧) સુંવાળીઓ=Testicle. (૨) ovary. (૩) spermatozoid. (૪) Ovum.

એવી ભલામણ કરે છે કે, એકને ઉંચો ચઢવા દઈએ અને બીજાને નીચો રહેવા દઇએ તો જે ઉંચો ચઢેલો હશે તેમાંથીજ વીર્ય નીકળશે. માટે પુત્રની ઇચ્છા હોય તેણે ડાબાને રેશમની દોરીથી બાંધી પછી સંભોગ કરવો. આમ કરવાથી ફરજીતઆયપણે જમણાને ઉંચું ચઢવું પડશે. એમાંથી વીર્ય બહાર નીકળી યોનિમાં પડશે, અને ગર્ભ બંધાવાનો હશે તો પુત્ર સંતતિ થશે, કન્યા (દીકરી)ની ઇચ્છા હોય તેણે જમણો વૃષણ બાંધીને સંભોગ કરવો જોઇએ. આમ કરવાથી ફરજીઆતપણે ડાબો ઉંચો ચઢશે.

એના મિત્રોએ આ પ્રયોગ કરેલ અને ધાર્યા પ્રમાણે પ્રજા થયેલ.

**પુરૂષમાં નપુંસકપણું**—જે કારણથી પુરૂષ સ્ત્રી સંગ કરી ન શકે તે નપુંસકપણાનું કારણ થઇ પડે. ઇચ્છા પૂર્વક ઇંદ્રિય જાગ્રત થાય અગર ન થાય તોપણ પુરૂષ નપુંસક હોય, જાગ્રત થયેલી ઇંદ્રિય, પ્રવેશ થયા પેહેલાં, થંડી થઈ જાય તો સંભોગ થઇ ન શકે; ઇંદ્રિય એટલી થોડી જાગૃત થાય કે પ્રવેશ થઇ ન શકે; અથવા સંપૂર્ણ જાગ્રત થયા છતા પ્રવેશ કરવાની સાથેજ વીર્ય સ્ખલિત ( emission ) થઇ જાય, અને સંભોગ થઇ ન શકે.

મૂત્ર માર્ગ સંકોચ—stricture of urethra થી વીર્ય નીકળી શકતું નથી, અને પાછું વળીને મૂત્રાશયમાં જાય છે. ઇંદ્રિય થંડી થયા બાદ ટીપે ટીપે બહાર નીકળે છે. આ કારણથી વીર્ય યોનિ માર્ગમાં નથી પડતું, અને પુરૂષ સંતતિ ઉત્પન્ન કરી શકતો નથી.

અતિ વિહારથી સંતતિ નથી થતી. સ્ત્રી તથા પુરૂષ નિયમિત થાય છે, ત્યારે સંતતિ થાય છે. અતિ વિહારથી નપુંસકપણું થયું હોય તો ૬ માસ બ્રહ્મચર્ય પાળવું જોઇએ.

માનસિક થાકથી ટુંકી મુદત લગી નપુંસકપણું રહે છે. મનની મેહેનત બંધ કરવાથી દૂર થાય છે. મૂત્રમાર્ગ વીંધ મૂળ સ્થાને ન હોય, અને ઇંદ્રિયના મૂળમાં હોય તો વીર્ય યોનિ માર્ગમાં ન પડે; એટલે પુરૂષ સંતતિ ઉત્પન્ન ન કરી શકે.

કેટલાક પુરૂષોમાં સ્ત્રી સંગેચ્છાનો અભાવ જોવામાં આવે છે. આમ હોય તો સંગ ન થવા સબબ સંતતિ ન થાય. વૃષણ કોથળી (scrotam સાથે શિશ્ન (Penis or male organ) ચોટી ગયેલો હોયતો સંભોગ થઈ ન શકે, અને સંતતિ ન થાય શસ્ત્ર ક્રિયાથી આ અડચણ દૂર થઈ શકે છે.

શિસ્નની ગ્રંથિ પણ નપુંસકપણાનું કારણ થઇ પડે છે.

સ્ત્રી પતિ તરફ પ્રેમ ધરાવતી ન હોય તો પતિ પણ પ્રેમ ન બતાવે. એક વખત પતિને નિષ્ફળતા મળે તો તે બીજી વાર પ્રયત્ન ન કરે. કેટલાક પુરૂષોને સ્ત્રી પર બહુ પ્રેમ હોય છે. સંગથી સ્ત્રીને દુઃખ (વેદના) થશે એમ સમજી સંભોગ કરતા નથી. આમ હોય તો સંતતિ ન થાય તેમાં નવાઇ નહીં.

વૃષણાશયમાં વૃષણો ઉતરેલાં ન હોય તો સંતતિ થાય અગર ન એ થાય. બહુભાગે થાય છે ખરી. બંને વૃષણો ન હોય તો સંતતિ ન થાય. એક હોય તો થાય કોઇ કારણથી વૃષણો ગળી જાય તો સંતતિ ન થાય એક ઇંચ લાંબો શિસ્ન હોય તો સંતતિ થાય; કેમ કે જાગૃત થવાથી પ્રવેશ થઇ શકે અને વીર્ય યોનિ માર્ગમાં પડે.

બંને બાજુની સારણ ( Inguinal Hernia ) હોય તો બંને તરફ, જાથુ લગાડવા સબબ આગળ જતાં નપુંસકપણું થાય, ટ્રસના કદમાં, આકારમાં, દબાણના સ્થાનમાં, તથા લગાડવાની રીતમાં ફેરફાર કીધાથી સંતતિ થવાની આશા રહે છે.

વૃષણ રજ્જુની શિરા મોટી થવાથી નપુંસકપણું થાય છે. ઇલાજઃ—વૃષણને ઝોળીમાં રાખવો. દરરોજ નહાવું આહાર વિહારના નિયમ પાળવા.

જાડું શરીર નપુંસકપણાનું કારણ થઇ પડે છે. પુરૂષોમાં આવા કારણથી નપુંસકપણું થાય છે. જાડી સ્ત્રી પણ વાંઝણી રહે છે. આવા માણસોએ ચરબીનો વધારો કરનારી ચીજનો ત્યાગ કરવો જોઇએ. સાદો ખોરાક ખાવો, અને બ્રહ્મચર્ય પાળવું-

**જન્મથી ઘુમટાનો સંકોચ**—આ કારણથી પુરૂષ નપુંસક રહે છે; કેમકે, વીર્યને બહાર નીકળવાનો રસ્તો મળતો નથી. આનો ઇલાજ સુનત કરાવવી એ છે.

**એલીફન્ટાએસીસ ઓફ પીનસઃ**—આ રોગથી પુરૂષ નપુંસક બની જાય છે.

**સ્વભાવનું મળતાપણું:**—કેટલાક કહે છે કે, સ્ત્રી તથા પુરૂષ સ્વભાવે મળતાં આવતાં હોય તો સંતતિ ન થાય આ માન્યતા ખોટી છે. તંદુરસ્ત જોડું હોય તો સ્વભાવ મળતા હોય તોપણ સંતતિ થાય.



# પ્રકરણ ૬ ઠું.

## સ્ત્રીના હક્ક તથા સ્ત્રીનું કામ.

સ્ત્રીએ નીચે લખેલા હક્ક માટે લડત લડવી જોઇએ, તે મેળવવા જોઇએ, તથા અપલમાં મૂકવા જોઇએઃ—(૧) ચુંટણીનો હક્ક (૨) મિલ્કતનો વહીવટ કરવાનો હક્ક, (૩) મ્યુનિસિપલ વહીવટમાં સભાસદ બનવાનો હક્ક, (૪) ધારા બાંધનારી સભામાં * સભાસદ બનવાનો હક્ક, (૫) તેનાથી બની શકે તે ધંધો કરવાનો તથા પુરૂષના સરખો રોજ મેળવવાનો હક્ક, (૬) કેળવણીની સંસ્થામાં પુરૂષના સરખા હક્ક, (૭) પોતાના બદનની માલિકીનો હક્ક.

આ છેલ્લો હક્ક સ્ત્રીને નથી મળેલ તેથી તેને દુઃખ ભોગવવું પડે છે. ઉપરા ઉપર ગર્ભ ધારણ કરવો પડે છે. તેથી શરીર નંખાઇ જાય છે.

એક છોકરૂં ધાવતું હોય તેવામાં બીજાનો જન્મ થાય છે. તેથી પેહેલાને ધાવણ છોડાવી બીજાને આપવું પડે છે, અને બંનની સાથે માવજત કરવી પડે છે. આમ ઉપરા ઉપર બાળકો જન્મવાથી સામટાં છોકરાંની માવજત કરવા સબબ પગવાળીને બેસવા પામતી નથી.

### સ્ત્રીનું કામ.

બધી માતાઓ પોતાની દીકરીને પરણાવવા ઇન્તેજાર રહે છે. તેટલા માટે પ્રથમ કેળવણી આપે છે. કેળવણી પૂરી થઇ રહ્યા પછી છોકરીઓ પતિની શોધમાં રહે છે, અને આળસમાં દિવસો ગાળે છે. હંમેશાં સ્ત્રીની સંખ્યા પુરૂષની સંખ્યાથી વિશેષ રહેતી હોવાથી બધી સ્ત્રીઓ પતિ મેળવી શકતી નથી; એટલે કુવારી રહે છે. આ સ્ત્રીએ શું કરવું? એમના માટે બે રસ્તા છેઃ (૧) વાંઢેદારી i જન્મારો ગાળવો, અથવા (૨) કોઇ પણ ધંધો કરવો. સ્ત્રી કયો ધંધો કરી શકે? આજ લગી કુંવારી સ્ત્રીઓ સીવણું કરે છે, મજુરી કરેછે. નોકરી કરેછે, શિક્ષક તથા કલાર્કનું કામ કરે છે. આમાં પૂરતો દરમાયો નથી મળતો, તેથી ગુજરાન ચાલતું નથી. જે ધંધો તેમણે

* કોચીનમાં સ્ત્રીને ધારાસભામાં બેસવાનો હક્ક છે.

લેવા હોય તે છોકરાના સરખો જ શીખવો જોઈએ. ધંધો બરાબર શીખેલી હોય તો કુંવારાપણામાં રહી ગુજરાન ચલાવી શકે. સ્ત્રી ખેતરનાં હલકાં કામ કરી શકે, બેંકમાં શરાફનું કામ કરી શકે, વકીલનું કામ કરી શકે, બુકસેલરનું કામ કરી શકે, ડાકટરનું કામ કરી શકે, સૂયાણીનું કામ કરી શકે, નર્સ ( Nurse ) નું કામ કરી શકે. અને વીમા કંપનીમાં દલાલનું કામ કરી શકે. આવાં કામો તેમને સોંપવામાં શો વાંધો છે ? આ કામ તેમની પાસેથી લેવાય તો, અનુભવથી, કરી શકે. હુશીઆરીનાં કામ સોંપી જુઓ, તથા પગારમાં વધારો કરો. તરત જ સ્વતંત્ર થશે, તથા બુદ્ધિબળમાં આગળ પડતો ભાગ લેશે.

એવી દલીલો ઉઠાવવામાં આવશે કે સ્ત્રીને ધંધામાં નાંખશો તો ઘર કામમાં અણવાકેફ રહેશે. આ ખોટો ભ્રમ છે. સ્ત્રી પોતે પોતાનું ગુજરાન ચલાવી શકશે ત્યારે ભરણપોષણ ખાતર લગ્ન નહીં કરે. પણ ખરા પ્રેમ ખાતર કરશે.

---

## પ્રકરણ ૭ મું.

### પરણેલી જીંદગી કેમ સુખરૂપ થાય.

પરણેલી જીંદગી સુખ રૂપ તથા ચહાવા લાયક થાય તેટલા માટે દંપતિએ બ્રહ્મચર્ય પાળવું જોઇએ. એટલે કે, ઋતુગામી થવું જોઇએ. દર મહિને અટકાવ આવી બંધ થયા બાદ, એક અડવાડીઉં રહીને, એક જ વાર, સંતાનોત્પત્તિ થવા ખાતર જ સંભોગ કરવો જોઇએ. અતિ વિહારથી પ્રેમ નથી બંધાતો. ક્યારે તથા કેવા સંયોગોમાં સગર્ભા થવું એ સ્ત્રીની મરજી પર રહેવું જોઇએ. આ હક્ક, તેના બદનનો હક્ક, તેને અપાય તો તે બહુ સુખી થાય. હજી એવો હક્ક તેને મળતાં વખત લાગશે. ત્યાં લગી તેને દુઃખ ભોગવવું પડશે જ.

How to take care of a wife નામના ગ્રંથનો કર્તા લખે છે કે, દસ્તાન બંધ થાય કે તરત જ ઋતુદાન આપ્યાથી છોકરૂં રોગી થાય છે. વળી તરત જ સંગ કરવાથી સંતતિની સંખ્યા પણ ઘણી થાય છે. લખે છે કે એક અડવાડીઉં રહીને સંગ થાય તો પ્રજા નિરોગી તથા થોડી થાય.

સ્ત્રીને એમ જણાય કે મારો પતિ મારી સાથે ગેરરીતે વર્તે છે, તો એ હકીકત તેણે પોતાની બેનપણી કે સંબંધીને કહેવી ન જોઇએ. એમ કરવાથી પતિની ખફગીનું પાત્ર થવું પડશે. સરસ રસ્તો તો એ છે કે જેથી કચવાણ જણાતી હોય તે પતિને કહી દેવું જોઇએ. ઘણી વેળા પોતાના વર્તનથી સ્ત્રીને માઠું લાગ્યું છે એ પતિના ખ્યાલમાં પણ નથી હોતું. માટે સ્ત્રીએ પોતાને અસંતોષ થવાનું કારણ પતિને કહેવું. એથી તે પોતાની વર્તણુક સુધારશે, અને બંનેને સુખ થશે.

પુરૂષ કે સ્ત્રી સંપૂર્ણ હોય એમ તો બનવું જ નથી. આપણે ગુન્હાથી, નિષ્ફલતાથી, અને અવિશ્વાસથી ભરેલાં છીએ. કેટલીક ખામી સુધારી શકાય તેવી હોય છે, અને કેટલીક ઘર કરી ગયેલી હોતાં સુધારી શકાય તેવી નથી

હોતી. નાના ગુન્હા, કજીઆ, મનભેદ, વાતવાતમાં ગુસ્સે થઇ જવાની ટેવ, ઇત્યાદિ, સુધારી શકાય. એમાંથી જેને હાથે કાંઈ ખોટું કામ થઇ ગયું હોય તેણે તે તરત કબૂલ કરી દેવું જોઇએ. આમ કરવું કેટલાકને પસંદ નહીં પડે. પણ સમાધાન થવાનો એ જ રસ્તો છે. કબૂલ થાઓ, અને બીજી વાર એવું કામ ન કરવાનું વચન આપો. કોઈ કારણસર સ્ત્રીને ઠપકો દેવો પડે તો નોકરની હાજરીમાં ન દેવો. એકલી હોય ત્યારે દેવો. નોકરની રૂબરૂ ઠપકો આપશો તો તે સામો જવાબ દેશે અને તમારૂં માન નહીં જળવાય.

પતિ વ્યભિચાર ન કરે, પોતાની સ્ત્રીના દેખતાં બીજી સ્ત્રી સાથે ઠઠ્ઠા મસ્કરી ન કરે, હંમેશાં અવકાશ લઈ કલાક વાર સ્ત્રી પાસે પાસે બેસી વાતો કરે, તો સ્ત્રી પતિને ચાહે ને માન દે.

સ્ત્રી સામો જવાબ ન દે, પતિવ્રતા ધર્મ પાળે, નમ્ર સ્વભાવ રાખે, પતિ પાસે લૂગડાં તથા ઘરેણાં તેની શક્તિ અનુસાર માગે, ઉડાઉ ન થાય, વિષયી ન થાય, ઘર ઘર ન ભટકે, તો પતિ તેને ચાહે તથા માન આપે.

શોક્ય પર હેત રાખનારી સ્ત્રી પર પતિનો પ્રેમ રહે છે. પતિનાં માવિત્રને, ભાંડરૂને, મિત્રોને, પોતાનાં ઓરમાયાંને, જે સ્ત્રી માન આપે તેના પર પતિ પ્રસન્ન રહે. પતિના દુસ્મન સાથે દુસ્મનાવટથી જે સ્ત્રી વર્તે તેને પતિ ચાહે. પોતાનો ગુન્હો ન છુપાવે ને પતિને કહી દે તેને પતિ ઇચ્છે. સ્ત્રી હંમેશાં પતિને ઘેર રહેવું ઇચ્છે, પતિ દુરાચરણ કરે તો યુક્તિથી સમજાવે, કુટુંબનાં માણસો સાથે તેમના ગુણ જોઈ તે પ્રમાણ વર્તે, કોઇ વાતનો પતિ પાસે હઠ ન કરે, ઘરની ચીજની સંભાળ રાખે, આંગણું તથા ઘર સ્વચ્છ રાખે, સારી રસોઇ કરે તો પતિ પ્રસન્ન રહે.

ખોરાકની અસર સ્વભાવ પર થાય છે. ખોરાક બરાબર રંધાતો ન હોય તો તેનાથી અપચો થાય. તેની અસર મગજ પર થવાથી સ્વભાવ ચીડીઓ થાય. આથી હંમેશાં ઘરમાં કંકાસ રહે. સ્ત્રી તથા પુરૂષ વચ્ચે, મા છોકરાં વચ્ચે, બાપ છોકરાં વચ્ચે, ભાંડરૂ વચ્ચે, કંકાસ રહેવાનુ કારણ ચીડીઓ સ્વભાવ છે. અજીર્ણ રોગી બીજાના કામમાં ખોડ કાઢનારો હોય છે. નજીવા કારણથી ચીડાઈ જાય છે. તોરી હોય છે. ખોરાક સાદો લેવાય તથા બરાબર રાંધી ખવાય તો અજીર્ણ ન થાય.

સ્ત્રી તથા પુરૂષનાં મન મળવા વગર સુખ ન થાય. નજીવી બાબતો બંને જણાંએ મનમાં લાવવી ન જોઇએ. જેમ બને તેમ સંપથી વર્તવું. હંમેશના સહવાસથી, એક બીજાનો સ્વભાવ જાણી લેવાથી, મન મળી જાય છે. આધેડ તથા વૃદ્ધ સ્ત્રી પુરૂષ વચ્ચે અતિ સ્નેહ જોવામાં આવે છે તેનું કારણ લાંબા વખતનો સહવાસ છે. એમની વચ્ચેનો પ્રેમ કૃત્રિમ નથી હોતો: અંતઃકરણનો હોય છે. આથી સમજાશે કે અતિ વિહારથી પ્રેમ નથી બંધાતો, પણ સંયમી થવાથી પ્રેમ બંધાય છે.

ત્રીજો ભાગ સમાપ્ત.



# કઠણ શબ્દોનો કોષ.

અનાર્તવ=દસ્તાન ન દેખાય તે.
અસ્વાભાવિક=કુદરતના નિયમથી ઉલટું.
અભાવ=ન હોવું.
અવકાશ=ફુરસદ.
અસહ્ય=સાંખી ન શકાય તેવું.
અર્બુદ=દુષ્ટ ગ્રંથિ.
અસુખ=દુઃખ
અનિચ્છા=ઇચ્છા વગરનું.
અપ્રિય=પસંદ નહીં તેવું.
એકાગ્રપણું=મનની સ્થિરતા.
અંતરાવયવ=અંદરના અવયવ.
અનુસાર=પ્રમાણે.
અવગણના=અપમાન.
અહોરાત=દિવસ તથા રાત.
અપસ્માર=ફેફરૂં અથવા મીરીઓ.
અલ્પાયુ=ટૂંકા જીવનવાળું.
આધીનપણું=તાબેદારી
આળો=બરાબર ન રૂઝાયલો.
આજીવિકા=ગુજરાન.
આર્તવ દસ્તાન.
ઉર્ધ્વ=ઉપરનું.
ઉપવૃષણ=વૃષણના પાછલા ભાગ સાથે જોડાયલો નાનો પદાર્થ.
ઉચ્ચ=ઉંચું.
ઉત્તેજક=ઉશ્કેરનાર.
ઉત્પત્તિકર્મ અવયવ=બચ્ચાં ઉત્પન્ન કરનાર અવયવ.
ઉપાંગ=ફળવાહિની, સ્ત્રી અંડ, વગેરે.
ઋતુપાંડુ=શરીર લીલું થઇ જાય તે રોગ.
ઓનીમા=બસ્તી.
એન્ટીસેપટિક=જંતુનાશક.
ઓરમાયાં=સાવકાં.
ઓઠ=હોઠ.
કષ્ટાર્તવ=દુઃખના સાથે થતું દસ્તાન.
કંડુ=ખરજ.
કમળ=ગર્ભાશયની ગરદન,
કછોટો=બેસણી.
કનિનીકા=નેત્રનું એક પડ જેને આઇરિસ કહે છે તે.
કંટક=કાંટો.
કૃષ્ણમંડળ=આંખનો કાળો ડોળો.
કટિસ્નાન= હિપબાથ.
કૃત્રિમ=બનાવટી.
કુલો=જાંગનો ઊપલો ભાગ.
કયુરેટ કરવું=ખોતરવું.
કેન્સર=દુષ્ટગ્રંથિ.
કાન્સર=દુષ્ટગ્રંથિ
કામ=સંભોગની ઇચ્છા.
કોન્ડીલોમેટા=ગુદા પર થતો મસો.
ગર્ભાધાન=ગર્ભ રહેવો
ગ્લાનિ=દિલગીરિ.
ગુરૂ=મોટો
ઘુમટો=શિશ્નની ચામડી.
ઘર્ષણ=ઘસારો.
ટિસ્યુઝ=એક જાતના પરમાણુનો બનેલો પદાર્થ.
ટયુબરકયુલોસીસ='ટયુબરકલ' નામે પદાર્થથી થતો રોગ. જેમ કે ક્ષય.
ડંફાસ=મિજાજ (પતરાજી.)

ડ્રેસિંગ=ઓસડ રાખવું તે.
ડુશ=પાણીની પીચકારી મારવી.
તાલીમ=કેળવણી.
તણખા=સટકા.
તીવ્ર=તાજું.
દુ:ખદ=દુ:ખદાયક.
દંપતિ=સ્ત્રી પુરૂષનું જોડું.
દાહ=સોજો.
દીર્ઘ=જૂનું.
નિષ્ફળતા=નાસી પાસ થવું તે.
નષ્ટાર્તવ=દસ્તાનનું દેખાઇને બંધ થઈ જવું.
નિરાસ=ના ઉમેદ.
નિશ્ચિંત=ચિંતા વગરનું.
પતન=ફગાવવું.
પશ્ચાતાપ=પસ્તાવો.
પાંઇટ=વીશ ઔંસ.
પોષાઈ=ઊછેરાઇ.
પોષણ=ઉછેરવું તે.
પાંડુ=એક રોગ જેમાં શરીર આખું ધોળું થઇ જાય તે.
પ્રક્ષાલન=પાણીની કે દવાની પિચકારી મારવી તે.
પેસરી=યોનિમાં રાખવાની ગોળી,
પ્રસન્ન=ખુશી.
પ્રદર=સ્ત્રીની યોનિમાંથી પડતું ધોળું પાણી.
પ્રતિબંધ=મના: અટકાવ.
પ્રસરતું=ફેલાતું.
પ્રમેહ=પરમો.
પક્ષાઘાત=એક હાથ તથા એક પગ એક બાજુનાં ગતિ તથા જ્ઞાન રહિત થઇ જાય તે રોગ,
પ્રયાસ=કોશેષ.
પ્રસંગ=ટાણું.
પાત=ફગાવવું.
પટલ=પડદો.
પ્રજા=છોકરાં.
પૃથુ=પોહોળા.
ફળવાહિની=સ્ત્રીબીજને ગર્ભાશયમાં લઇ જનાર નળી.
બદકાર થવું=બગડી જવું.
બિસ્તુરી=લાંબો ચપ્પુ.
ભ્રષ્ટ=બગડેલી.
માનસિક=મનને લગતું.
માહીતિ=જાણપણું.
મધુપ્રમેહ=સાકરીઓ પરમો.
મૂત્રપિંડ=પેશાબ ઉત્પન્ન કરનાર અવયવ.
મૂત્રગાંઠ=મૂત્ર માર્ગ સંકોચ.
મોજીલા=આનંદી સ્વભાવના.
યોનિ=સ્ત્રીનો ગુહ્ય અવયવ.
યોનિલિંગ=સ્ત્રીનું શિશ્ન.
રોષ=ગુસ્સો.
રજ્જુ=દોરી.
રજસ્વલા=દસ્તાનવાળી.
રીમુવ કરવું=કાઢી લેવું.
લકવો=પક્ષાઘાત.
લઘુ=નાનું.
લિંફ=લિંદગાંઠનો રસ
વર્તવાથી=ચાલવાથી.
વંધ્યત્વ વાંઝીયાપણું.
વેતરૂં=સખત મહેનત
વિકાર=રોગ.
વિસ્તારથી=વિગતવાર.
વિષયસુખ=સંભોગ સુખ

વિષયીપણું=વ્યભિચાર,
વંધ્યાવસ્થા=વાંઝીયાપણું
વિવર્તન=ઉલટું થઇ જવું.
વિનોદ=આનંદ.
વિચિત્ર=તરેહવાર.
વીર્યપાત=વીર્યનું પતન.
વૃષણ=વીર્ય પેદા કરનાર અવયવ.
વરમ=સોજો.
વંક્ષણ=મદ થાય તે જગા.
વોહોરવો=માથે લેવો.
વેશ્યાગમન=ગુણિકા સાથે વ્યભિચાર કરવો તે.
વિચારશીલ=વિચારવાળો.
વીર્યાશય=વીર્યને રહેવાનું સ્થળ.
વક્રતા=વાંકું વળી જવું તે.
વિષય વાસના=સ્ત્રીસંગ ઇચ્છા.
વિહાર=સંભોગ.
વિધવા=રંડાયલી સ્ત્રી.
વિસ્તૃત=પોહોળું.
વિલક્ષણ=નવાઇ જેવું.
વોટ=મત.
શાયળ=પતિવ્રત.
શિરા=કાળું લોહી હૃદયમાં પોચાડનારી નળી.
શોથ=થોથર.
શલાકા=સળી.
શોક્ય=શોક અથવા સોખ.
શ્રાવ=રસી.
શોષણ=સોસાવું તે.
શિશ્ન=પુરૂષલિંગ.
સ્ટ્રેપિંગ=બંધન.
સગર્ભા=પેટમાં છોકરૂં હોય તે.
સાંસારિક=સંસારને લગતું.
સમયાનુસાર=વખત પ્રમાણે.
સુખાભાસ=સુખની લાગણી.
સ્થળાંતર=સ્થાનથી ખસી જવું તે.
સંકોચ=સાંકડું થઈ જવું તે.
સજીવ=જીવવાળું.
સ્ત્રીઅંડ=સ્ત્રીબીજ ઉત્પન્ન કરનાર અવયવ.
સ્ક્રેપ=ખોતરવું.
સક્રેપિંગ= ખોતરવાથી થતો પદાર્થ.
સેપટીસીમીઆ= લોહી વિકાર.
સપાઝીટરી=ગુદામાં રાખવાની સોગઠી.
સ્પર્શાસહ્ય=હાથકે બીજો પદાર્થ અડે તો પીડા થાય તેવું.
સ્નિગ્ધ=ચીકાસ વાળું.
સંતતિ=છોકરાં.
સધવા=ધણીવાળી સ્ત્રી.
સાઇનોવાઇટિસ=સાઇનો વીઅલ પડનો સોજો.
સંગીન=મજબૂત.
સંયમી=ઇંદ્રિયને મનના તાબામાં રાખનાર.
સોણું= સ્વપ્નું.
હસ્તમૈથુન=હાથનું મૈથુન.
હાથરસ=હસ્તમૈથુન.
હસ્તદોષ=હાથરસ.
ક્ષોભક=દાહ કરે તેવું.
ક્ષુબ્ધતા=દાહ ( સોજો.)

# જાહેર ખબર.

## ૧ સ્ત્રી તથા પુરૂષમાં નપુંસકપણું. કિમત ૦-૧૨-૦.

अ. પુરૂષમાં નપુંસકપણું:—(૧) સ્ત્રી સંગેચ્છાનો અભાવ. (૨) જનનેંદ્રિયનું જાગૃત ન થવું. (૩) સંભોગ વેળા આનંદની લાગણી ન થવી. અને (૪) વીર્યનું સ્ખલિત ન થવું.

ब. સ્ત્રીમાં નપુંસકપણું:—(૧) પુરૂષ સંગેચ્છાનો અભાવ. (૨) પુરૂષ સંગ ન થઇ શકવાનાં કારણો. (૩) સંભોગ વેળા આનંદની લાગણી ન થવી અને (૪) સ્પર્શાસહ્ય યોનિ.

## ૨. ન્યાયવૈદ્ય. કિંમત રૂા. ૧-૮-૦.

વિષયો:—(૧) વૈદક પુરાવો (૨) મોતનાં ચિન્હ (૨) લાસનું સડવું. (૪) મોત થવાની રીત (૫) ઓલખાણુ, ઉમ્મર, અને જાતિ, (૬) લાસની તપાસ. (૭) નામર્દાઇ તથા વંધ્યાવસ્થા, (૮ બળાત્કાર સંગ. (૯) સૃષ્ટિક્રમ વિરૂદ્ધ સંયોગ કર્મનો ગુન્હો, (૧૦) સદોષ ગર્ભપાત, (૧૧) બાલહત્યા, (૧૨) ગર્ભાધાનની મુદત, (૧૩) જીંદગીનો વીમો, અતિ જીવન, તથા રોગનો ઢોંગ, (૧૪) ગળાં ફાંસો, ગળા ટૂંપો, પાણીમાં ડૂબવું, અને શ્વાસનું રૂંધન (૧૫ વીજળી પડવાથી થતી અસર તથા ભૂખમરાની અસર. (૧૬ બળવું, દાઝવું, અને સ્વયમેવ જલન. (૧૭) મુંઢમાર, જખમ, માલપ્રેક્ટિસ અને લોહીના ડાઘ. (૧૭) ગાંડા પણું પરીક્ષા, તથા ગાંડપણનો ઢોંગ. (૧૯) ઝેર, ઝેરનું નિદાન, તથા ઝેરની પરીક્ષા. (૨૦) કહેવાતા ઝેરના કેસમાં ધ્યાનમાં રાખવાની બાબતો. (૨૧) દાહકઝેર. (૨૨) ધાતુમય ક્ષોભક ઝેર (૨૩) વનસ્પતિ ક્ષોભક ઝેર. (૨૪) પ્રાણીજ ક્ષોભકઝેર. (૨૫) નિદ્રાજનક ઝેર. (૨૬) પ્રલાપક ઝેર (૨૭) માદકઝેર. (૨૮) કરોડ રજ્જુ પર અસર કરનારાં ઝેર (૨૯) ગ્લાનિ ઉત્પન્ન કરનારાં ઝેર. (૩૦) શ્વાસવરોધક ઝેર. (૩૧) યાંત્રિક ક્ષોભક ઝેર. (૩૨) મરણોત્તર જખમ

(૩૩) ઝેરનાં નામ તથા વિષઘ્ન. (૩૪) ઝેરના વર્ગ (૩૫) ખુન કે આપઘાત.